# અનુક્રમ

2 6 1 6 0

નિવેદન

શ્રી. કાકાસાહેબનો પરિચય
શ્રી. મંજુલાલ ર. મજમુદાર

૧ ધર્માચાર્ય કે સાહિત્યાચાર્ય
શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ ક

શ્રી. હિંમતલાલ અંજારિયાનો પરિચય
શ્રી. છેલશંકર મ. દવે

૨ ગુજરાતી ગદ્યના ઘડનારાઓ
શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયા

શ્રી. રામનારાયણ પાઠકનો પરિચય
શ્રી. મંજુલાલ ર. મજમુદાર

૩ ટૂંકી વાર્તા
શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક

મુનિશ્રી જિનવિજયજીનો પરિચય
શ્રી. પંડિત લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી.

૪ ગુજરાતનો જૈનધર્મ
મુનિશ્રી જિનવિજયજી

વ્યાખ્યાનનો ઉપસંહાર
શ્રી. ડો. હીરાનંદ શાસ્ત્રી

શ્રી. ઝવેરચંદ મેઘાણીનો પરિચય
શ્રી. મંજુલાલ ર. મજમુદાર

૫ લોકગીતોમાં કથાઓ
શ્રી. ઝવેરચંદ કાલિદાસ મેઘાણી

વ્યાખ્યાનમાલાનો ઉપસંહાર
શ્રી. છેલશંકર મ. દવે.

# નિવેદન



પ્રત્યેક વર્ષે ગુજરાતી તથા મરાઠી સાહિત્યના પ્રસિદ્ધ ગ્રંથકારોને નિમંત્રી, તેમની વ્યાખ્યાનમાલા યોજવા માટેની ભલામણને નામદાર મંત્રીમંડળની આજ્ઞા અંક ૨૮/૩૩ તા. ૧૬-૮-૩૨ થી મંજૂરી આપવામાં આવી હતી.

તે અન્વયે સને ૧૯૩૪ માં ગુજરાતી ગ્રંથકારોની, અને સને ૧૯૩૬ માં મરાઠી ગ્રંથકારોની વ્યાખ્યાનમાલા શ્રીમંત મહારાજા સાહેબના 'વાઢદિવસ-સપ્તાહ' દરમ્યાન યોજાઇ હતી.

પ્રસ્તુત ૧૯૩૮ ની સાલ માટે માર્ચ મહિનાની તા. ૧૬ થી ૧૮ સુધીમાં ગુજરાતી ગ્રંથકારોની વ્યાખ્યાનમાલા નીચે પ્રમાણે યોજાઈ હતીઃ

સ્થળઃ—ન્યાયમંદિર સભાગૃહ

| તારીખ અને દિવસ | સમય | વ્યાખ્યાતા | વિષય |
|---|---|---|---|
| ૧૬ મી માર્ચ ૧૯૩૮ બુધવાર. | સવારના ૯ થી ૧૦ | (૧) શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર, બી. એ., (કાકાસાહેબ) | ધર્માચાર્ય કે સાહિત્યાચાર્ય |
| | સાંજના ૬ થી ૭. | (૨) શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયા, એમ. એ., એલએલ. બી | ગુજરાતી ગદ્યના ઘડનારાઓ |
| ૧૭ મી માર્ચ ૧૯૩૮ ગુરુવાર. | સવારના ૯ થી ૧૦ | (૩) પ્રો. રામનારાયણ વિશ્વનાથ પાઠક, બી. એ., એલએલ. બી. | ટૂંકી વાર્તા |
| | સાંજના ૬ થી ૭. | (૪) શ્રી. મુનિશ્રી જિનવિજયજી | ગુજરાતનો જૈનધર્મ |
| ૧૮ મી માર્ચ ૧૯૩૮ શુક્રવાર. | સાંજના ૬ થી ૭. | (૫) શ્રી. ઝવેરચંદ કાલિદાસ મેઘાણી, બી. એ. | લોકગીતમાં કથાઓ |

આ વ્યાખ્યાનમાલાનો લાભ, 'વાઢદિવસ સપ્તાહ'ની રજાઓ હોવા છતાં, વડોદરાની જનતાએ બહુ સારા પ્રમાણમાં લીધો હતો. ન્યાયમંદિરનું સભાગૃહ શ્રોતાઓથી ઉભરાતું હતું; અને શ્રી. ઝવેરચંદ મેઘાણીના વ્યાખ્યાનમાલાના છેલ્લા વ્યાખ્યાન વખતે તો સભાગૃહમાં તથા તે ઉપરની ગેલેરીમાં પણ શ્રોતાઓ માતા ન હતા.

શ્રોતાજનો તરફથી વ્યાખ્યાનોનો આવો સત્કાર થવાથી, શ્રીમંત મહારાજા સાહેબની સ્તુત્ય યોજના પ્રશંસાપાત્ર બની હતી. સાહિત્યના ક્ષેત્રમાં ગ્રંથકારે કરેલી સેવાની કદર તરીકે યોજાયેલી આ વ્યાખ્યાનમાલાનું બધું શ્રેય શ્રીમંત મહારાજા સાહેબને છે.

ચાલુ વર્ષની વ્યાખ્યાનમાલાના પાંચ ગુજરાતી ગ્રંથકારોનાં વ્યાખ્યાનો, એક સ્થળે જળવાઈ રહે તે હેતુથી, અહીં એકત્ર કરી છપાવવામાં આવ્યાં છે. તે સાથે વક્તાઓના પરિચય-રૂપે તથા ઉપસંહારરૂપે થયેલાં વક્તવ્યો પણ પ્રાસંગિક ઉપયોગનાં હોવાથી, દાખલ કર્યાં છે.

પ્રાચ્યવિદ્યામંદિર
ભાષાંતર શાખા
વડોદરા,
તા. ૨૮–૫

મં. ર. મજમુદાર
મંત્રી
ગુજરાતી ગ્રંથકાર વ્યાખ્યાનમાલા.



# ગુજરાતી ગ્રંથકાર સંમેલન : ૧૯૩૮

તા. ૧૬–૧૭–૧૮ મી માર્ચ, ૧૯૩૮
ના રોજ

## થયેલ વ્યાખ્યાનો

# ધર્માચાર્ય કે સાહિત્યાચાર્ય

વ્યાખ્યાતા :

શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર

બી. એ.

# શ્રીયુત કાકાસાહેબ કાલેલકરનો
## પરિચય

સજ્જનો તથા સન્નારીઓ,

આજની વ્યાખ્યાનમાલાના સત્રનો પ્રારંભ પૂજ્ય કાકાસાહેબથી થાય છે. તે માટેનો તેમનો વિષય પણ પ્રસંગની માંગલિકતામાં ઉમેરો કરે છે. તેથી અત્યારનું એમનું વ્યાખ્યાન એક મંગલ પ્રવચન બની રહેશે એમાં શંકા નથી.

કાકાસાહેબ–એવા કૌટુમ્બિક સ્નેહસમ્બન્ધથી ઓળખાતા આપણા આજના વ્યાખ્યાતાનો થોડોક પરિચય ખાસ કરીને વડોદરાવાસીઓ માટે કંઇક આવશ્યક છે તેમ જ પ્રસ્તુત પણ છે. તેથી થોડીક મિનિટમાં હું તે કાર્ય ઉકેલી લઇશ.

મહારાષ્ટ્રમાંથી આવેલા કાકાસાહેબ, ગુજરાતની ઊગતી પ્રજાના એક સમર્થ અને પ્રેરક વિધાતા બની રહ્યા છે એ વિધિનો અદ્ભુત યોગ છે. ગાંધીજીના

સત્યાગ્રહાશ્રમે, રાજકીય સાધના તથા રાષ્ટ્રપ્રેમની તપશ્ચર્યા માટે અનેક સાધકોને આકર્ષ્યા છે. એવા સાધકોમાં, કાકાસાહેબ એક સમર્થ સાધક છે. મહાદેવભાઈ, નરહરિ પરીખ, રામનારાયણ પાઠક, જુગતરામ દવે, કિશોરીલાલ મશરૂવાળા, મુનિશ્રી જિનવિજયજી, સદ્ગત સંગીતશાસ્ત્રી ખરે–વગેરે ગાંધીજીની અનેકવિધ માનસિક પ્રવૃત્તિઓને મૂર્તસ્વરૂપ આપનારા સંસ્કારશિલ્પીઓ છે : તેમાં કાકાસાહેબનું સ્થાન અનોખું છે.

જન્મે ગૌડ સારસ્વત બ્રાહ્મણ અને બેલગામ તાબે શહાપુરના રહીશ શ્રીયુત દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકરના પિતાને સરકારી ઑડિટરની ફરતી નોકરી હોવાથી, નાના દત્તુએ અંગ્રેજી સાત ચોપડી સુધીનો અભ્યાસ જુદીજુદી નિશાળોમાં કર્યો હતો. પોતાની પ્રાથમિક કેળવણીના સંબંધમાં, કાકાસાહેબે પોતાની "સ્મરણયાત્રા"માં કેટલીક વિનોદભરી નોંધ કરી છે.

મૅટ્રિક પાસ થયા પછી ૧૯૦૪ માં અઢાર વર્ષની વયે ફર્ગ્યુસન કૉલેજમાં એ દાખલ થયા : સને ૧૯૦૭માં તત્ત્વજ્ઞાનનો વિષય લઇ બી. એ. થયા અને પછી એલએલ. બી.નો અભ્યાસ કર્યો; પરંતુ ડીગ્રીની પરીક્ષા આપતા પહેલાં લાંબા પ્રવાસે નીકળી પડ્યા; અને કૉલેજને છેલ્લી સલામ કરી.

કાકાસાહેબ મૂળથી પ્રવાસના ખૂબ રસિયા છે. આમ કૉલેજ છોડ્યા પછી સરકારી કેળવણી સાથેનો એમનો સંબંધ છૂટ્યો. એમણે કાશ્મિરથી સિલોન સુધી અને કરાંચીથી માંડલે સુધી ચોમેર મુસાફરી કરી. તે દરમ્યાન તેમણે જુદીજુદી રાષ્ટ્રીય સંસ્થાઓમાં રહી કેટલોક અનુભવ મેળવ્યો. તે વખતનું વાતાવરણ રાષ્ટ્રીય ઉત્થાનનું હતું. લોકમાન્ય તિલકના નેતૃત્વ નીચે મહારાષ્ટ્ર ખૂબ જાગ્રત બન્યું હતું. કાકાસાહેબે શાંતિનિકેતન, ગુરુકુળ, સ્વરાજ્ય-આશ્રમ, બ્રહ્મચર્યાશ્રમ તથા ગંગનાથ વિદ્યાલયમાં નિવાસ કર્યો છે અને જાણીતા પુરુષોના સમાગમ કેળવ્યા છે.

તેમનું (કાકાસાહેબનું) કૌટુમ્બિક સ્નેહભર્યું નામ તેમના ગંગનાથ વિદ્યાલયના આવા નિવાસ દરમ્યાનનું છે. વડોદરામાં રવિવારને દિવસે 'મુષ્ટિફંડ' લેવા આવતા એ વિદ્યાલયના વિદ્યાર્થીઓને મેં નાનપણમાં શેરીઓમાં ગાતા સાંભળ્યા છે. નર્મદાકાંઠે આવેલા ગંગનાથ વિદ્યાલયમાં અધ્યાપકો અને વિદ્યાર્થીઓ વચ્ચે એક પ્રકારની કૌટુમ્બિક ભાવના કેળવવાના હેતુથી, શ્રીયુત કાલેલકર 'કાકાસાહેબ' બન્યા; અને એમના મિત્ર ગોધરા અંત્યજશાળાના શ્રીયુત ફડકે 'મામા ફડકે'ના નામથી ઓળખાયા.

નવા શિક્ષણની પ્રયોગશાળા જેવા આ વિદ્યાલય ઉપર સરકારની કરડી આંખ ઊતરવાથી, ગંગનાથ વિદ્યાલય બંધ કરવું પડ્યું; અને તેમ થવાથી કાકાસાહેબને હિમાલયપ્રવાસની ઝંખના પૂરી કરવાની તક મળી આવી. તેમણે હિમાલયમાં આશરે અઢી હજાર માઈલનો પ્રવાસ પગે ચાલીને કર્યો છે. "હિમાલય તથા ઉત્તરાખંડની યાત્રા"માં તેનું રોમાંચક વર્ણન તેમણે આપણને આપ્યું છે.

અનેક સંસ્થાઓમાં વિચરી વિહરી કાકાસાહેબ ગાંધીજીના સત્યાગ્રહાશ્રમમાં આવીને રહ્યા; અને પછી તેમના અંતરની તરસ, મહાત્માજીના પરિચયથી છીપતાં, તે એમના અનન્ય ભક્ત–' નિજજન '–થઈને વસ્યા.

ગુજરાત વિદ્યાપીઠને પોષવામાં અને ગુજરાતી ભાષાદ્વારા જનતામાં મહાત્માજીના ઉપદેશનો પ્રચાર કરવામાં તેમની કલમે કીમતી ફાળો આપ્યો છે.

શ્રીયુત કાલેલકરમાં બાલકની કુતૂહલવૃત્તિ છે, તેમ યુવાનનો વેગ તથા વૃદ્ધનો સંયમ પણ તેમનામાં છેઃ અને એ સર્વની ગંભીરતાને હળવી કરવાને માટે મર્માળો વિનોદરસ એ પૂરે છે. સાહિત્યકાર કાકાસાહેબ એક સહૃદય વ્યક્તિ છેઃ એ વ્યક્તિ સત્ય સાથે સૌંદર્યની પણ ઉપાસક છે.

ગુજરાતી તેમની માતૃભાષા નથી, છતાં ઘરગથ્થુ શબ્દોનું એમનું ભંડોળ બહોળું છે; અને તેનો ઉપયોગ ગુજરાતના વતનીઓ કરતાં પણ બહુ સફળતાથી એ કરી શકે છે.

એમનાં શિષ્યોના એ પ્રિય ગુરુ છેઃ મિત્રોના માર્ગદર્શક સખા છે. સાક્ષરોના સમોવડિયા સાથીસમા છે. એમના અનેકવિધ અનુભવો, વિશાળ વાંચન અને ચિંતન તથા બહુશ્રુતતા સાથે પવિત્ર જીવનથી તેમનામાં સમાજને, સાહિત્યને, કલાને અને જીવનની દરેક પ્રવૃત્તિને પારખવાની જે વિરલ શક્તિ આવી છે તે બહુ જ થોડા વિદ્વાનોમાં જોવામાં આવે છે.

કાકાસાહેબની અનેકવિધ સાહિત્યપ્રવૃત્તિમાંથી તેમને સાચા કલાકારના સ્વરૂપમાં પ્રકટ કરતી તેમની અસર કૃતિનો ઉલ્લેખ કરીને હું બેસી જઈશ. સત્યાગ્રહાશ્રમની ઉત્તરે આવેલી, જીવતા કબ્રસ્તાન સરખી સાબરમતી જેલમાં રહીને, કાકાસાહેબે વિવિધ વનસ્પતિ તથા પંખીઓ અને પ્રાણીઓનો તથા આકાશમાં દેખાતી તારકસૃષ્ટિનો સહચાર સાધી, જેલજીવનમાં ઊતરેલા સ્વર્ગીય

જીવનનો સાક્ષાત્કાર કરાવ્યો છે. તેમની એ કૃતિ હિંદભરના સાહિત્યમાં ચિરંજીવ થવા સર્જાઈ છે એમ હું માનું છું. એ કૃતિ તે “ ઓતરાતી દીવાલો. ” તેનો હિંદી તથા મરાઠીમાં અનુવાદ થાય છે એમ જાણતાં આનંદ સાથે સ્વાભાવિક ગર્વ થાય છે.

હવે પૂજ્ય કાકાસાહેબને તેમનું વ્યાખ્યાન શરૂ કરવા વિનંતિ કરી, હું આઘો ખસી જઉં છું.

**શ્રી. મંજુલાલ ર. મજમુદાર**



# ધર્માચાર્ય કે સાહિત્યાચાર્ય*

ગુજરાતી સાહિત્યકારોના આ સંમેલનમાં ભાષણ આપવાને માટે મને આમંત્રણ આપ્યું તે માટે વડોદરા રાજ્યનો હું આભારી છું. જેટલાં વર્ષ હું ગુજરાતમાં રહ્યો તેટલા કાળમાં હું મહારાષ્ટ્રી જ છું, ગુજરાતી નથી, એવો અનુભવ મને કોઈએ કરાવ્યો નથી. આજે પણ મને એમ જ થાય છે કે ગુજરાત મારું ઘર છે, ગુજરાતીઓ મારા કુટુંબી છે. તેથી, ગુજરાત–મહારાષ્ટ્રનું જ્યાં સુભગ મીલન થયું છે એવા વડોદરા રાજ્ય તરફથી આમંત્રણ મળ્યાથી મને સવિશેષ આનંદ થયો.

આજનો મારો વિષય પસંદ કરતાં મન સાથે મારે કેટલીક ગડમથલ કરવી પડી. પ્રથમ મારો વિચાર હતો કે ભારતની અનેક ભાષાઓ, બોલીઓ, અને તેમનો પરસ્પર સંબંધ એ જ વિષય આજે લેવો. રાષ્ટ્રભાષા હિંદીના પ્રચારાર્થે હિંદુસ્તાનના ભિન્નભિન્ન પ્રાંતોમાં ફરતાં ભાષાના સવાલનું જે દર્શન

---

* સને ૧૯૩૮ માટેની ગુજરાતી ગ્રંથકાર સંમેલન વ્યાખ્યાનમાળામાં તા. ૧૬-૨-૩૮ ના રોજ સવારના ૯ વાગે ન્યાયમંદિરસભાગૃહમાં થયેલું વ્યાખ્યાન.

થયું, અને એની પાછળ રહેલા પ્રાંતાભિમાન, ભાષાભિમાન, લોકશિક્ષણ, અને રાજવહીવટપરત્વે ઉત્પન્ન થતા અનેક પ્રશ્નોના જે ઉકેલો સૂઝયા તેનું ટૂંકામાં વિવેચન કરવાનો મારો વિચાર હતો. આપણા સાહિત્યકારોએ, પ્રચારકોએ અને લોકસેવકોએ આ સવાલનો ઊંડો અભ્યાસ કરી રાજ્યકર્તાઓને યોગ્ય દિશા સૂચવવી જોઇએ, કેમકે નજીકના ભવિષ્યમાં આ વિષય સૌથી વધારે અગત્યનો થવાનો છે.

પણ મને થયું કે આ વિષય સાહિત્યનો છે તે કરતાં રાષ્ટ્રીકરણનો, રાષ્ટ્રસંગઠનનો વધારે છે; એટલે સાહિત્ય સાથે સીધો સંબંધ ધરાવતો બીજો કોઈ વિષય લેવો જોઇએ. તેમાંય હમણાં હમણાં કેટલાક વિચારો મગજમાં ભીડ કરતા હતા તેમને એકવાર સદ્ગતિ આપવી જ જોઇએ એવી લાગણી થવાથી આજનો આ વિષય મેં લીધો છે.

કેવા કેવા વર્ગો અથવા લોકો જનસમુદાય ઉપર અસર પાડે છે, પ્રભુત્વ ભોગવે છે, એનો વિચાર કરતાં પ્રથમ ધર્માચાર્યો નજર આગળ આવ્યા; અને એમની પાછળ પાછળ પ્રથમ કંઇક સંકોચથી, કંઇક આત્મવિશ્વાસથી, અને પાછળથી ધૃષ્ટતાથી- સાહિત્યાચાર્યો પણ આવતા દેખાયા. એટલે સામાજિક જીવનમાં, રાષ્ટ્રજીવનમાં એ બંને કોટિના લોકોનું સ્થાન કેવું છે એ જરા તપાસી લેવાનું મન થયું.

'ધર્મધુરંધર' અને 'સાહિત્યધુરંધર' બંનેને આપણે 'આચાર્ય' કહીએ છીએ; પણ બંને સાથે, આચાર્ય શબ્દ એક જ અર્થમાં નથી વપરાતો. ધર્માચાર્યો પોતાનાં જ્ઞાન અને પ્રતિષ્ઠાથી તેમ જ તેઓ વિશિષ્ટ જીવન ગાળતા હોવાથી સમાજ ઉપર અધિકાર ભોગવે છે; જ્યારે સાહિત્યાચાર્યો પોતાની વિદ્વત્તાથી અને પ્રતિભાથી મુખ્યત્વે શબ્દસૃષ્ટિ ઉપર અધિકાર ભોગવે છે. બંને અધિકારી તો ખરા જ; પણ દરેકનું ક્ષેત્ર જુદું. ધર્માચાર્ય ધર્માચાર્ય બનતા સુધી શાસ્ત્રની મર્યાદાને અને પ્રાચીન પરંપરાને જાળવવાનો આગ્રહી હોય છેઃ જ્યારે સાહિત્યાચાર્ય શબ્દતત્ત્વ ઓળખતો હોવાથી, અભિરુચિની અને ઔચિત્યની સૂક્ષ્મતા જાળવવાનો આગ્રહી જણાય છે. રસસૃષ્ટિનો એ બ્રહ્મા પૂર્વપરંપરાને ઓળખતો છતો સ્વાતંત્ર્યનો જ ઉપાસક હોય છે.

'આચાર્ય' શબ્દની જૂની વ્યાખ્યા જોતાં એ શબ્દ ઉમદા ને વ્યાપક અર્થમાં વપરાતો હતોઃ

आचिनोति हि शास्त्रार्थमाचारे स्थापयत्युत ।
स्वयंमाचरते यस्तु स आचार्यः प्रचक्षते ॥

તમામ શાસ્ત્રોનો અભ્યાસ કરી, એમાંથી શાસ્ત્રકારોનો હેતુ તારવી, એ શાસ્ત્રોની દૃષ્ટિ જે લોકાચારમાં સ્થાપી આપે છે અને એ પ્રમાણે ચાલવાથી શાસ્ત્રશુદ્ધ જીવન કૃતાર્થ કેમ થાય છે એ બતાવવા પોતે તે પ્રમાણે જીવી એનો દાખલો બેસાડે છે તે ' આચાર્ય. ' કેટલો ભવ્ય છે એ આદર્શ !

ઇતિહાસદ્વારા દેશપરદેશના ભૂતકાળની પરંપરાનો ક્રમ જે જાણે છે, વર્તમાનકાળની લોકસ્થિતિની વિવિધતા સાથે જે વાકેફ હોય છે, ભવિષ્યકાળમાં સમાજ કેવું વલણ લેવાનો છે એની પણ જેને ચોકસ ઝાંખી હોય છે એવો ત્રિકાળદર્શી પુરુષ મનુષ્યજીવન ઉપર અસર પાડવાનો જ. રાષ્ટ્રજીવન ઉપર આમ જે અસર કરે છે તે આચાર્ય; આચારપ્રધાન તે આચાર્ય. પોતાના અધ્યયન વિવેચનદ્વારા અને પોતાના જીવનદ્વારા લોકજીવન ઉપર જે બેવડી અસર પાડે છે તે આચાર્ય કહેવાય છે.

સમસ્ત પ્રજાના ધારણ, ભરણ, પોષણ, રક્ષણ ને વિકાસને માટે જે જવાબદાર છે એવા ધર્મની સત્તા વાપરીને પ્રજાજીવનનું જે નિયંત્રણ કરે છે તે ધર્માચાર્ય. એવા ધર્માચાર્યોએ મોટા મોટા સમ્રાટો કરતાંય વધારે સત્તા ભોગવી છે. તેનું કારણ તેઓ ઊંડા સમાજશાસ્ત્રજ્ઞો હતા. તેઓ લોકમાનસ જાણે અને લોકહિત શામાં સમાયલું છે એ પણ જાણે. પરિણામે તેઓ લોકહૃદયના સ્વયંસમ્રાટ બની ગયા હતા.

પ્રાચીન કાળમાં એવા લોકોએ મનુષ્યજાતના ઘડતરમાં મોટામાં મોટો ફાળો આપ્યો. પણ એવા સ્વયંભૂ પુરુષોની પરંપરા અને ગાદી સ્થાપવાનો પ્રયત્ન મિથ્યા હોય છે. દરેક સારી વસ્તુનું જેમ અસફળ અનુકરણ થાય છે, તેમ ધર્માચાર્યનું પણ અનુકરણ થવા લાગ્યું. અમુક માણસ મૂળ ધર્માચાર્યનો દીકરો છે, કુટુંબી છે, કે શિષ્ય છે, એટલા માટે જ એની ગાદીએ આવે તો તે બાહ્યાચારનું અનુકરણ કરી શકે છે અને સમાજનું બાહ્ય નિયમન પણ કરી શકે છે; પણ એમાંથી જીવનનો કે ચૈતન્યનો વિકાસ ન જ થઇ શકે.

જો બાહ્ય નિયમનથી સમાજનો ઉદ્ધાર થઇ શકત તો રાજસત્તાએ તે ક્યારનોય કર્યો હોત. રાજસત્તા પોતાની મર્યાદા જાણે છે, અને અમુક હદ સુધી લોકસેવા કરીને અટકી જાય છે. પરંપરાગત ધર્માચાર્યો એથી વધારેની આશા રાખી દંભ સેવે છે અને નિષ્ફળતાને નોતરી લે છે.

આ ધર્માચાર્યો જેવા જ સમર્થ પણ વધારે દીર્ઘદર્શી અને નમ્ર એવા લોકો, તે સંતો. સંતોએ સમાજનિયંત્રણનો આગ્રહ છોડી દીધો. તેમણે પોતાને જ નિયંત્રિત કરવામાં પોતાની બધી શક્તિ વાપરી, અને વાણીદ્વારા અને પોતાના આચરણદ્વારા જેટલો વિચારપ્રચાર અને ધર્મપ્રચાર થઇ શક્યો તેટલો કરીને સંતોષ માન્યો. ધર્માચાર્યો સ્વભાવે જ કર્મકાંડી હોય છે, કેમકે એમને બાહ્ય નિયંત્રણ સાથે વધારે સંબંધ હોય છે. સંતો કર્મકાંડને ગૌણ કરી કર્મયોગ, સદાચાર અને ભક્તિમાર્ગને જ આગળ મૂકે છે. તેથી તેઓ વધારે ફાવી જાય છે.

ધર્માચાર્યોએ અને સંતોએ લોકો પર અસર કરવા માટે પોતાના જીવનની મદદમાં સાહિત્યની મદદ લીધી. ધર્માચાર્યોએ શાસ્ત્રો અને ટીકાઓ બનાવ્યાં અને સંતોએ સ્તોત્રો ને કવનો રચ્યાં. સાહિત્યની જીવન ઉપર થતી આ અસર જોઇ કેટલાક સાહિત્યકુશળ લોકો સંતોનું અનુકરણ કરવા લાગ્યા. પોતાની ભાષાશક્તિ વાપરી સંતવાણીનું તેઓએ આબાદ અનુકરણ શરૂ કર્યું. એટલે ભોળા સમાજે માન્યું કે તેઓ પણ સંતો જ છે.

વાણીનું અનુકરણ થઈ શકે છે; પણ રહેણીનું, ઉદાત્ત જીવનનું અનુકરણ શી રીતે થઈ શકે? એટલે એવા સાહિત્યાચાર્યોએ પોતાનું સંતપદ ટકાવવા માટે દંભ શરૂ કર્યો અને કહેવા લાગ્યા કે: 'અમે તો સાક્ષાત્કારી પુરુષ છીએ, અમે બંધનથી પર છીએ. અમારા ઉપદેશ પ્રમાણે તમે ચાલો. અમારું આચરણ તમારે માટે નથી. न देवचरितं चरेत्. અમે ગમે તેમ વર્તીએ તોયે શુદ્ધ છીએ. અમે કહીએ તેમ ચાલો. અમે વર્તીએ તેમ નહિ વર્તતા.' લોકો પણ માનવા લાગ્યા मुक्तास्ते न विचारणीयचरिताः ।। પણ આવો દંભ કેટલે સુધી ચાલે?

પ્રચારનાં સાધનો બે: જીવન અને કવન; આચાર ને વિચાર; ચારિત્ર્ય ને સાહિત્ય. તેમાંનું બીજું સાધન કંઈ ઓછું અસરકારક ન હતું. કવન, વિચાર અને સાહિત્યની મદદથી જ ધર્મનો બહોળો પ્રચાર થયો છે. પ્રસિદ્ધ ધર્માચાર્યો અને સંતો સાહિત્યશક્તિવાળા હતા. તેમણે નહિ તો તેમના શિષ્યોએ તેજસ્વી સાહિત્ય પેદા કર્યું છે જ. અપૌરુષેય ગણાતા કુરાનની લોકોત્તરતા સિદ્ધ કરવા માટે એવી પણ એક દલીલ વપરાઈ છે કે તેની એક પણ આયતને તોલે આવે એવી એક તો કાવ્યકૃતિ બનાવી આપો. ઉપનિષદો, બાયબલ, બુદ્ધના ધર્મસંવાદો, જૈન ધાર્મિક સાહિત્યનાં અંગો, સંતવાણી એ બધું ઉત્તમ સાહિત્ય જ છે.

સાહિત્યશક્તિને કારણે કરાતું સંતોનું છીછરું અનુકરણ જ્યારે વધી પડયું ત્યારે લોકો એનાથી અકળાયા. સાહિત્યશક્તિ અને સંતપણું નોખાં નોખાં છે, એમ લોકો જોવા લાગ્યા. છતાં સાહિત્યનું આકર્ષણ વધવાથી સામાન્ય લોકો ભાષા આગળ જીવનને ગૌણ ગણવા લાગ્યા. એટલે કેટલાક સાહિત્યાચાર્યો હિંમત-પૂર્વક આગળ આવી કહેવા લાગ્યા કે: ' અમે તો કેવળ સાહિત્યના જ ઉપાસક છીએ. ઉચ્ચ જીવનનો દાવો અમે કરતા જ નથી. અમે કેવળ વિચાર ને કલ્પનાના પ્રચારક છીએ. એથી વધારેની જવાબદારી અમારે માથે અમે લીધી જ નથી. અમે તદ્દન સામાન્ય કોટિના માણસ છીએ. સ્વાન્તઃસુખાય લખીયે છીએ. તમને એમાં મજા પડતી હોય તો આનંદ લેજો. '

જેટલે દરજ્જે આવા વલણથી આવા સાહિત્યકારોએ દંભ દૂર કર્યો અને જીવનમાં સ્વચ્છતા આણી તેટલે દરજ્જે તેમણે સમાજની સેવા જ કરી. પણ કોઈ પણ નિર્લજ્જ નફ્ફટ લોકો પણ દંભ દૂર કર્યાનો દાવો કરી શકે છે. વાસ્તવ-વાદને નામે છીછરા જીવનના પ્રચારક થવું સહેલું છે. એમાં ભારે પુરુષાર્થની જરૂર જ નથી. સાહિત્યની સજાવટથી ભોગપ્રધાન જીવનને સહેજે રૂપાળું બનાવી શકાય. એટલે એવું સાહિત્ય લોકપ્રિય થતાં વાર લાગવાની જ નથી.

ધર્માચાર્યની સંસ્થા તો અપ્રતિષ્ઠિત થઇ થઇ. સંતોનું જીવન એકાંતિક, અભાવાત્મક, અને એકલક્ષી જણાવા લાગ્યું: એટલે સાહિત્યાચાર્યો વધારે આગળ આવ્યા. સાહિત્ય ઉપરથી સાહિત્યસર્જકની યોગ્યતા માપવાની વૃત્તિ લોકોમાં રહેલી છે જ; એટલે સાહિત્યાચાર્યોને બહુ ફાવતું આવ્યું.

સાહિત્યનો પ્રભાવ જેમ વધ્યો તેમ કળાનું તત્ત્વ વિશેષ ખીલ્યું. અને સાહિત્યદ્વારા કેવું ભોજન પીરસાય છે એનો વિચાર કરવા કરતાં કેવા રૂપાળા વાસણમાં એ પીરસાય છે એ તરફ વધારે ધ્યાન અપાવા માંડયું. કળા એ significant form માં રહેલી છે—ચમત્કૃતિજનક શબ્દરચના કે આકારમાં રહેલી છે. એમાં જ એની પ્રધાનતા છે એમ કળાકારો કહેવા લાગ્યા.

પરિણામે સાહિત્યાચાર્યો સમાજને કેવી પ્રેરણા આપે છે એ જાણે ગૌણ વસ્તુ બની ગઇ. ખરું જોતાં કળાનો મર્મ એના ટાળણટોળણમાં છે, selection માં છે. ખરી કળા ચમત્કારી નિરીક્ષણ અને ચમત્કારી વિવરણમાં છે. Power of perception અને power of expression એમાં જ કલાતત્ત્વ રહેલું છે. બંનેમાં હંસ જેવી વૈદગ્ધ્ય શક્તિ જ મુખ્ય છે.

# ગુજરાતી ગદ્યના ઘડનારાઓ

વ્યાખ્યાતા :

શ્રી. હિમ્મતલાલ ગણેશજી અંજારિયા

એમ. એ; એલએલ. બી.

# શ્રી. હિમ્મતલાલ અંજારિયાનો
# પરિચય

શ્રીયુત હિમ્મતલાલ ગણેશજી અંજારિયાનું જીવન એકસરખું કેળવણીના ક્ષેત્રમાં જ વીત્યું છેઃ અને એ ક્ષેત્રમાં તેમણે પોતાનું નામ દીપાવ્યું છે. ગોંડળ વગેરે સ્થળે શરૂઆતમાં હાઇસ્કુલ સાથેનો તેમનો સંબંધ બાદ કરતાં, એમણે મુંબઇમાં ત્યાંની મ્યુનિસિપલ ગુજરાતી પ્રાથમિક શાળાઓ સાથે ત્રીસેક વર્ષ જેટલો લાંબો સહચાર સાધ્યો હતો. આ કાર્યને અંગે એમણે શાળોપયોગી કેટલાક શિષ્ટ ગ્રંથો રચ્યા છેઃ અને હમણાં થોડાં વર્ષોથી મુંબઇની મહિલા વિદ્યાપીઠની પાઠશાળામાં માનદ મુખ્યઅધ્યાપક તરીકે એ કામ કરે છે, અને ગુજરાતી ભાષા તથા સાહિત્ય ત્યાં શીખવી રહ્યા છે.

પરંતુ સાહિત્યની સૃષ્ટિમાં એમની કીર્તિ, બીજાં કેટલાંક લખાણોને લીધે જામેલી છે. યુનિવર્સિટીયુગને પરિણામે મળતી નવી કેળવણીને અંગે સંસ્કૃત, ફારસી તથા અંગ્રેજી ભાષાના સાહિત્યનો અભ્યાસ થવા લાગ્યોઃ અને ખાસ કરીને

તે તે સાહિત્યની કવિતાના પરિચયથી નવી ઢબની, નવા વિચારની અને નવી કલ્પનાસૃષ્ટિની કવિતા ગુજરાતીમાં લખાવા લાગી. એવાં નવાં કાવ્યોનો, પાલ-ગ્રેવની 'ગોલ્ડન ટ્રેઝરી' જેવો, કાવ્યસંગ્રહ કરવાનો વિચાર શ્રીયુત અંજારિયાને પહેલવહેલો સૂઝયો હતો. ૧૯૦૬ માં પ્રકટ કરેલો 'કાવ્યમાધુર્ય' નામે તેમનો આ સંગ્રહ આઠ આઠ આવૃત્તિઓ દ્વારા લોકપ્રિય બન્યો છે. તેમના આ સંગ્રહમાં-નાં નવાં કાવ્યો 'કાવ્યો' છે; અને તેમાં 'માધુર્ય' પણ છે એ તેમણે ઘડાતા ગુજરાતને બતાવ્યું હતું.

તેમના સાહિત્યશોખની એક બીજી વાત : કાઠિયાવાડી લોકસાહિત્યમાંના દૂહાસાહિત્યને શિષ્ટ સાહિત્યના અભ્યાસમાં સ્થાન આપવાની પહેલ પણ – હું ભૂલતો ન હોઉં તો–તેમની છે. શ્રી. કરીમ મહુમ્મદ માસ્તર સાથે ૧૯૧૦ માં પ્રકટ કરેલા શાળોપયોગી "કવિતા–પ્રવેશ"માં તેમણે 'રાણકદેવી અને રા'ખેંગાર' ના દૂહા સંગ્રહ્યા હતા. એ દૂહાના ક્રમના સંબંધમાં ગુજરાતી માસિકોમાં સારી ચર્ચા ચાલી હતી; અને કવિધુરંધર નરસિંહરાવ દીવેટિયાએ પણ એ ચર્ચામાં ભાગ લીધો હતો. આમ લોકસાહિત્યને શિષ્ટ સાહિત્યની હારમાં મૂકવાનો મંગલ પ્રારંભ તેમને હાથે થવા પામ્યો હતો–એ હકીકત કદાચ ઘણાના જાણવામાં નહીં પણ હોય.

તે પછી સને ૧૯૨૩ માં શ્રીયુત અંજારિયાએ ગુજરાતી સાહિત્યના પોતાના અભ્યાસનો નીચોડ તેમની "સાહિત્ય–પ્રવેશિકા"માં આપ્યો છે. અઢીસો ત્રણસો પાનાંના ટૂંકા કદમાં લગભગ પાંચસો વર્ષના સાહિત્યમાં પ્રવેશ કરાવતો તેમનો આ વિવેચનલેખ તેમની સાહિત્ય–કીર્તિને ટકાવી રાખે તેવો છે.

ગુજરાતી ગદ્યનો સાહિત્યના સાધન તરીકેનો ઉપયોગ બહુ જૂનો નથી. તેથી, નવા યુગથી આરંભી ગુજરાતી ગદ્યને વર્તમાન સ્વરૂપ આપનાર પ્રમુખ-લેખકોનો પરિચય, આજે આપણને શ્રીયુત અંજારિયા કરાવવાના છે : તે ખરેખર રસિક થઇ પડશે.

—શ્રી. છેલશંકર મ. હાથી

——

# ગુજરાતી ગદ્યના ઘડનારા

જૂના વખતમાં વિચાર અને પ્રચારનું કામ પદ્ય-કવિતા મારફત જ થતું. ગદ્ય એ તો માત્ર વ્યવહારના કામકાજમાં વપરાતું. ખતપત્રો, લેખો-દસ્તાવેજો, અને ભાષ્યનોંધમાં જ તેનો ઉપયોગ થતો. સાહિત્યની કે ધર્મની સઘળી કૃતિ તો કવિતામાં જ થતી. તેવી કૃતિઓ સ્મૃતિપરંપરાથી જીવતી રાખવામાં આવતી ત્યાંસુધી તો પદ્યમાં લખાય એ સગવડવાળું અવશ્ય હતું; પણ કૃતિઓ પુસ્તકારૂઢ થવા લાગી તે સમયમાં પણ ગદ્ય કરતાં પદ્યનો પ્રચાર જ એકંદરે વધારે થતો.

ગુજરાતમાં પણ તે જ વસ્તુસ્થિતિ હતી. એટલું જ નહિ, પણ આપણે ત્યાં તો એક બીજી ધ્યાનમાં રાખવાલાયક વાત એ હતી કે સાહિત્ય માટે-વિનોદ માટે, પાંડિત્યદર્શન અને સેવન માટે ઉચ્ચ જ્ઞાનવાર્તા માટે-પદ્ય જ વપરાતું હતું. એટલું જ નહિ, પણ ભાષા પણ ગુજરાતી નહિ પણ હિન્દી-વ્રજ જ વપરાતી. ગુજરાતી તો માત્ર લોકભાષા જ હતી-ભક્તમંડળ અને સંતમંડળમાં તે લોકભાષા હોવાથી વપરાતી રહી હતી. બાકી વિદ્વત્તા અને સભારંજન માટે તો સંસ્કૃત અને હિન્દી જ માનવંત સ્થાન ભોગવતાં. તે સમયમાં પણ

ગુજરાતીમાં ગદ્ય લખાતું; પણ તે ઉપર જણાવ્યું તેમ, માત્ર સામાન્ય વ્યવહારમાં જ—સાહિત્ય માટે કે સંસ્કાર કે વિચારના પ્રચાર માટે તો નહિ જ.

પરંતુ દેશની સ્થિતિમાં ફેરફાર થવાથી, લોકોનો પરસ્પરનો સંબંધ વધતો ગયો. રાજકારણને લીધે વ્યવહાર વધતો ગયો; અને દેશને જે નવો અવતાર મળ્યો તેને પરિણામે વસ્તુસ્થિતિ એવી બદલાવા લાગી કે તેથી ઉત્પન્ન થતી જરૂરિયાતો પદ્યથી પૂરી શકાય જ નહિ. એટલે પહેલાં વ્યવહારના અને પછી વિચારના વાહન તરીકે ગદ્ય વપરાવા લાગ્યું.

આમ થવાથી, કવિતાના પ્રદેશ પર આક્રમણ થયું કે કવિતાનો ઉપયોગ ઓછો થવા લાગ્યો એવું કાંઈ તો ન જ બન્યું. કવિતાનાં કામ માટે કવિતા તો લખાતી જ રહી અને તેમાં પણ હિન્દીને બદલે ગુજરાતીનો સ્વીકાર હળવે હળવે થવા લાગ્યો. પરંતુ જીવનવ્યવહારના ઘડીઘડીના પ્રસંગો માટે કવિતા ઉપયોગમાં લઈ શકાય નહિ; એટલે કવિતાના પ્રદેશ પર કોઈ પણ જાતનો હુમલો થયા વિના કે કવિતાની પ્રવૃત્તિના ક્ષેત્રને જરા પણ મર્યાદિત બનાવ્યા વિના ગદ્યના ઉપયોગનું ક્ષેત્ર વધતું ગયું.

પદ્ય અને ગદ્યની ભાષામાં સ્વભાવથી જ તફાવત હોય છે. પદ્યની ભાષા માટે નમૂના મોજૂદ હતા; આદર્શ પુષ્કળ હતા—તે ભાષા ખૂબ ઘડાઇ હતી. પણ ગદ્ય માટે તેવું પ્રારંભમાં તો ન જ હોય. એટલે પ્રારંભમાં તો ગદ્ય સાધારણ વાતચીતમાં અને કાગળપત્રમાં જે જાતનું લખાતું હતું તે જ જાતનું લખાવા લાગ્યું.

આજે તો આપણું ગદ્ય સુસ્થિત સ્વરૂપનું ઘડાઇ ગયું છે, અને તેથી હાલના વાચકને પ્રારંભના ગદ્યનો ખ્યાલ પણ આવવો મુશ્કેલ છે. અભ્યાસીને તો જરા આશ્ચર્ય પમાડે તેવી આપણા ગદ્યની પ્રારંભની દશા હતી.

હવે તો ગુજરાતી ભાષા સંસ્કારી અને એકસરખું સ્વરૂપ પામી ગઇ છે. પણ તેવું નહોતું થયું ત્યારે તો સુરત, અમદાવાદ અને કાઠિયાવાડમાં વપરાતી ભાષાના ઉચ્ચારમાં અને શબ્દપ્રયોગ તથા વાક્યરચનામાં બહુ તફાવત હતો અને તેથી તે તે પ્રાંત કે દેશનાં લખાણમાં તે તે છાપ રહેતી. પ્રાંત પ્રાંતનાં જ નહિ, પણ જ્ઞાતિજ્ઞાતિનાં ઉચ્ચારણમાં પણ ફેર હોવાને લીધે, લખાણમાં પણ તેની જ છબી પડતી. આવું તે વખતનું લખાણ આજે તો આપણને અશુદ્ધ અને અસંસ્કારી જ લાગે.

હમણાં 'ધિ ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' કોઈ કોઈવાર સો વર્ષ પહેલાંના લેખો ફરી છાપે છે. આવું જ કામ જો આપણું મુંબઇ સમાચાર કે ગુજરાતી કે તેવું કોઈ વર્તમાનપત્ર કરે અને ગુજરાતીનાં પ્રારંભનાં લખાણો છાપે તો જૂના અને હાલના ગદ્ય વચ્ચે કેટલો બધો તફાવત છે એ આપણા જાણવામાં આવે.

પણ આવા પ્રકાશનનો જો કોઇ વિચાર કરે, તો તેમને એક સૂચના આપવાની જરૂર છે. તે સૂચના તે એ કે તે વખતના ઉતારા તે વખતના મૂળ-રૂપે જ આપે.

આ સૂચના કોઇને નવાઇ જેવી લાગશે. કોઇને અર્થ વગરની લાગશે. પણ મારાથી તો તે આપ્યા વગર રહેવાતું નથી. તેનું કારણ એ છે કે આપણા ગુજરાતી પ્રકાશકો જૂનાં પ્રકાશનો પણ એવા ફેરફાર કરીને બહાર પાડે છે કે તેનું જૂનાપણું તદ્દન નષ્ટ થઇ ગયું હોય છે.

આવું ખાસ આપણા જૂના કવિઓના પ્રકાશનમાં બની ગયું છે. જૂના કવિઓની કૃતિની હસ્તલિખિત પ્રતિમાં લહિઆઓએ ભૂલો કરી હોય તે સુધારવા પૂરતા જ ફેરફાર થયા હોય ત્યાંસુધી તો ઠીક; પણ કેટલાક પ્રકાશકોએ ભાષાનું જૂનું સ્વરૂપ જ ટાળી દઇ, સમગ્ર ભાષાને આધુનિક સ્વરૂપ જ આપી દીધું છે. વાંચનારાઓ જૂદી જાતની ભાષા જોઇ, આ તો ગુજરાતી ન હોય એમ કદાચ માને, અને તેથી જૂની કૃતિઓનો સ્વીકાર ન થાય એવા વિચારથી જ પ્રકાશકોએ આવી 'ઘડામોડ' કરી હશે; પણ તેથી મોટો અનર્થ એ થઇ ગયો કે ભાષાનો વંશાવતાર નક્કી કરવાના પુરાવા નષ્ટ થયા અને કવિની પોતાની ભાષા જાણવાની તો તક ઓછી થઇ.

આટલું કર્યા પછી પણ પ્રકાશકોએ જે અસલ પ્રતિ તેમને મળી હતી તે સાચવી રાખી હોય તો તો જાણે ઠીક, કે ભવિષ્યમાં કોઇ અભ્યાસીને જોવા જાણવા ઇચ્છા થાય તો તેનું સાધન તો ઉપલબ્ધ રહે—પણ અસલ પ્રતિનો જો * પત્તો જ ન મળે તો તો ભૂતકાળમાં દૃષ્ટિ નાખવાનું પણ ન જ બને.

આ અનુભવને લીધે જ ઉપરનું સૂચન આપવા પ્રેરણા થઇ છે કે જો કોઇ પત્ર તેવા જૂના નમૂના આપવા પ્રેરાય તો કૃપા કરી મૂળસ્વરૂપ જ જાળવે અને આપે.

* પ્રેમાનંદનાં નાટકોની અસલ પ્રત નાશ પામી હશે એમ અટકળ થઇ રહી છે. જે અસલ પ્રતિ પરથી છાપપ્રત તૈયાર કરવામાં આવી હતી, તે અસલ પ્રતિ રજૂ કરવા માટે અનેકવાર માગણીઓ થઇ છે, પણ તે સંબંધે કશો ઉત્તર અપાયો હોય એમ જાણવામાં નથી. તેથી સહજ માનવું થાય છે કે તે પ્રતિનો નાશ જ થઇ ગયો હોવો જોઇએ.

લાભ થાય; પરંતુ તેવું ન થાય ત્યાંસુધી તો આવી આવી અપૂર્ણ હકીકતથી જ સંતોષ માનવાનો રહે છે. આ બધા લેખકો, આગળ એકવાર કહ્યું તેમ, ગદ્યને ગદ્ય ખાતર લખવા પ્રેરાયા હોય કે આપણા ગદ્યભંડારને સમૃદ્ધ કરવા માટે લખતા હોય એવું માનવા જેવું નથી. તેઓ તો પોતાનાં મંતવ્યોને સમાજ આગળ મૂકવાના વિચારથી જ લખતા હતા.

ગદ્યને ગદ્ય ખાતર લખવાનો, સારું ગદ્ય ન હોવાથી તે ઊણપ પૂરી પાડવાના વિચારથી લખાણ કરવાનો, વિચાર સ્પષ્ટપણે આપણે નર્મદાશંકરમાં જ પહેલી વાર જોઇ શકીએ છીએ. નર્મદાશંકરનો ગુજરાત માટેનો ઉત્કટ ભાવ હવે તો સૌના જાણવામાં આવી ગયેલી હકીકત છે. ગુજરાતમાં કે ગુજરાતીમાં જે કાંઇ ન હોય કે ઓછા પ્રમાણમાં હોય, તેને દાખલ કરવા અને વધારવા નર્મદાશંકરનું મન હમેશાં આતુર અને ચિંતાગ્રસ્ત રહેતું, અને તે ન્યૂનતાઓ દૂર કરવા તે ખૂબ પ્રયત્ન કરતા. ગુજરાતી ભાષામાં ગદ્ય લખાણ સારું અને સાહિત્ય ગુણવાળું નહોતું; ગુજરાતી ભાષામાં નિબંધ, ઈતિહાસ, ચરિત્ર, કોશ એવું ઘણું નહોતું; અને તેથી તે ઓછપ ટાળવા તેમણે દરેક દિશામાં પ્રવૃત્તિ શરૂ કરી દીધી. દરેકમાં પહેલ કરી એટલું જ નહિં, પણ દરેકમાં કાંઈ કાંઈ નવતા પ્રગટ કરી, ગુજરાતને નવો માર્ગ બતાવ્યો. નવા આદર્શો રજૂ કર્યા: નવાં દર્શન કરાવ્યાં. ગુજરાત સર્વ રીતે સંપૂર્ણ કેમ થાય એ લાગણીથી એ જીવનભર અસ્વસ્થ રહ્યા કર્યા હતા. આ તેમની પ્રવૃત્તિને પરિણામે, તેમણે ગદ્યને એવી રીતે વાપર્યું, તેદ્વારા એવી સેવા કરી, કે 'ગદ્યના પિતા' તરીકેનું સ્થાન અને માન તેમને જ મળી ગયાં.

અત્યારસુધી ગદ્ય માત્ર વ્યવહાર નિભાવવા માટે, પોતાના વિચારો અને વલણો વાચકો આગળ મૂકવા માટે, તે પ્રમાણે મુકાયેલા વિચારોને પરિણામે ઉપસ્થિત થતા વાદવિવાદની લડત ચલાવવા માટે, અને લોકોને સત્ય જ્ઞાનથી નવાજવા માટે લખાયું હતું—લખાતું હતું. ગદ્ય એ સાહિત્યનો એક પ્રકાર છે, ગદ્યમાં શૈલીનાં જૂદાં જૂદાં સ્વરૂપો હોઈ શકે, ગદ્યમાં પદ્યની પેઠે અલંકાર, કલ્પના, તર્ક, તરંગ વગેરેને બહેલાવવા પ્રસંગ મળે છે એટલું જ નહિ, પણ ગદ્યમાં; પદ્યની પેઠે જ અમુક પ્રતિના નિયમન અને નિયમની પણ જરૂર રહે છે એ સમજથી ગદ્ય લખવાની શરૂવાત નર્મદાશંકરે જ કરી; અને તેથી ગદ્યના પિતા તરીકે નર્મદાશંકર જ ગણાય અને માન્ય થાય એ સ્વાભાવિક અને યોગ્ય જ છે.

નર્મદાશંકરના ગદ્યલખાણનાં ત્રણચાર જૂદાં જૂદાં સ્વરૂપો જોઇ શકાય છે. તે બધામાં તેમની નેમ ગદ્યને ઘડવાની અને ગદ્યને વિકસાવવાની હતી

જૂદા જૂદા વિષય અને પ્રસંગ પ્રમાણે ગદ્યને જૂદું જૂદું સ્વરૂપ તે આપે છે; અને અને પદ્યના વૈવિધ્ય જેટલી નહિ, તોપણ ખૂબ સારા પ્રમાણમાં વૈવિધ્યની આવશ્યકતા છે એટલું જ નહિ પણ અનુકૂળતા પણ છે એમ તેમની જૂદી જૂદી લેખનપદ્ધતિથી તે બતાવી આપે છે.

ગદ્યના પિતા નર્મદાશંકર, અને તે પછીના બીજા સમર્થ ઘડનાર નવલરામ–એ બંનેની શૈલી, તેનાં જૂદાં જૂદાં સ્વરૂપો, અને ગુજરાતી ગદ્યને તેમણે આપેલું સ્વરૂપ વગેરે વિષે એક વખત સંપૂર્ણ વિગતથી બોલવાનો પ્રસંગ આ વ્યાખ્યાતા તરફથી લેવામાં આવ્યો હતો. અમદાવાદની શ્રી. ગુજરાત સાહિત્ય સભા સમક્ષ ઈ. સ. ૧૯૦૫ માં એક વ્યાખ્યાન આપ્યું હતું. તે 'વસન્ત'+ માસિકમાં પ્રગટ પણ થઈ ગયું છે એટલે તેમને વિષે પુનરુક્તિ કરવાની જરૂર નથી.

જ્યારે નર્મદાશંકર અને નવલરામ લખતા હતા, ત્યારે ગદ્યમાં લખનારા બીજા પણ હતા. અને લગભગ તે જ અરસામાં બહાર પડેલ 'કરણઘેલા'એ ગદ્યને ચોક્કસ સ્વરૂપ આપવામાં ખૂબ અસર કરી છે એમ કહેવું જોઇએ.

કરણઘેલાના જેવી ઐતિહાસિક નવલકથા લખવાના પ્રયાસો પણ થયા હતા. પરંતુ નૈસર્ગિક શક્તિની ન્યૂનતાને લીધે એ પ્રયાસો ટકી શક્યા નથી. બુદ્ધિ અને કલ્પનાના પ્રભુદત્ત પ્રસાદની ઘટતી કોટિ વગરનાં લખાણોમાં, વાર્તારસ અને લોકરંજકતત્ત્વ ગમે તેટલું હોય તોપણ તે કદી નમૂનારૂપ કે અનુકરણીય થઈ શકતાં નથી–આવાં અલ્પજીવી લખાણો તો પોતાના સમયમાં પોતાનું જીવન ખતમ કરે છે. એવાં લખાણોની નોંધ 'ગદ્યનો ઇતિહાસ' લખનાર જાળવી રાખે એ જરૂરનું છે–ગદ્યના ઘડનારાની નોંધમાં તેવી વિગત અસ્થાને ગણી છે.

ગદ્યના ઘડતરનો વિચાર કરીએ ત્યારે ગુજરાતી ગદ્યનો એક ફાંટો, ગુજરાતી હોવા છતાં, ગુજરાતી ભાષાથી કેવળ ન્યારી પ્રતિનો, ગુજરાતીથી અલગ પડી જૂદી જાતના પ્રવાહમાં જ વહ્યા કર્યો છે–વહી રહ્યો છે એ બાબત લક્ષમાં લેવાની જરૂર છે. જૂના જ વખતથી પારસીઓ ગુજરાતીને જ માતૃભાષા તરીકે અપનાવી રહ્યા છે. ગદ્યલખાણના પ્રારંભથી જ પારસીભાઇઓ પોતાનો ફાળો આપતા રહ્યા છે; છતાં અમુક અપવાદો બાદ કરતાં, બાકીનાના લખાણમાં એટલો બધો તફાવત આવતો રહ્યો છે કે તેમનું ગુજરાતી, ગુજરાતીઓ પોતાના ગુજરાતી તરીકે સ્વીકારી શકતા નથી–વાંચી પણ શકતા નથી–ઘણીવાર તો સમજવામાં પણ સફળ થઈ શકતા

+ 'વસન્ત' સંવત ૧૯૬૨ માં આષાઢ તથા ભાદ્રપદના અંકમાં, પા. ૨૫૩ થી શરૂ.

નથી. ગુજરાતી હોવા છતાં, શબ્દોમાં, વાક્યરચનામાં, ભાષાના મરોડમાં, સમગ્ર શૈલીમાં એવું જૂદાપણું આવી ગયું છે કે તે ગુજરાતીને 'પારસી ગુજરાતી' એવું ઉપનામ આપવું પડયું છે.

બધા પારસી લેખકો 'પારસી ગુજરાતી' લખે છે એવું કાંઈ નથી. શરૂવાતથી જ કોઈ કોઈ પારસી લેખક તો શુદ્ધ ગુજરાતી–જેને આપણે 'ગુજરાતી ગુજરાતી' કહીએ તેવા ગુજરાતીમાં લખતા આવ્યા છે. શ્રી. તાલિયારખાનનાં 'રત્નલક્ષ્મી' અને 'મુદ્રા અને કુલીન' તેવાં લખાણ માટે ખૂબ જાણીતાં છે: શ્રી. કેખુશરૂ કાબરાજી પણ શરૂવાતમાં ગુજરાતી ગુજરાતીમાં લખતા–હળવે હળવે તેમનો પ્રવાહ અંગ્રેજી ઉપરથી અનુવાદ તરફ વળતાં તેમનું ગુજરાતી કાંઈક દેહપલટો લેતું ગયું.

પારસીભાઈઓમાં લખનારા તો પહેલેથી હતા અને હજી છે. તેવા લખાણનો એક મોટો કહીએ તેવો પ્રવાહ ચાલુ છે અને માતબર અને દિલાવર પારસી આલમને હજી વાંચન પૂરું પાડી રહ્યો છે. પરંતુ આટલું છતાં, પારસીભાઈઓમાંના ઘણા સંસ્કારી અને ઉચ્ચાભિલાષી લેખકો તો 'ગુજરાતી ગુજરાતી'માં લખવાનું પસંદ કરી રહ્યા છે. શ્રી. મલબારી આગલા જમાનામાં તેવા લેખક હતા–શ્રી. પાલનજી દેશાઈ ગયા જમાનાના હતા, અને ચાલુ જમાનામાં તો શ્રી. ખબરદાર સુપ્રતિષ્ઠિત હોવા ઉપરાંત બીજા પણ ભાઈ ભરૂચા, શ્રી. પેસ્તનજી તારાપોર, પ્રોફેસર તારાપોરવાળા વગેરે ઘણા પારસી ભાઈઓ ગુજરાતીઓને પણ શરમાવે એવું સારું ગુજરાતી લખી રહ્યા છે.

આટલા ઉલ્લેખથી એટલું જ બતાવવાં ઈચ્છા હતી કે પારસીભાઈઓએ જૂના વખતમાં ખૂબ સહકાર આપેલો હતો. તેમણે શરૂવાતમાં ગદ્યને ઠીક કાળજીથી અને મમત્વથી સેવ્યું હતું–છતાં હળવે હળવે તેમનો ફાંટો જૂદો પડતો ગયો અને તેમનામાં તદ્દન જૂદી રીતનો જ લેખપ્રવાહ ચાલુ થયો. પરિણામે ગુજરાતી ગદ્યના ઘડતરમાં તેની કશી પણ નોંધ લેવાય એવું રહ્યું નથી.

નર્મદનવલના જમાનામાંના બીજા લેખકોમાંથી ઘણાની કશી જ અસર ગદ્ય પર રહી જણાતી નથી. તે સમયમાં ગદ્યલખાણ સારા જથ્થામાં થતું; છતાં તેવા લખાણમાંના મોટા ભાગની તો ઇતિહાસ માટે સંઘરી રાખવા જેટલી પણ યોગ્યતા જણાઈ નથી. નર્મદાશંકરના એક મિત્ર અને વખાણનારા વિજયશંકર કરીને એક કવિલેખક હતા–તેમની 'વિજયવાણી' નામનો કવિતાનો

સંગ્રહ તો હજી ક્યાંક હશે, પણ તેમનાં ગદ્યલખાણનો સંગ્રહ લગભગ નર્મગદ્ય જેટલો હોવા છતાં આપણામાંથી ભાગ્યે જ કોઇના જાણવામાં આવ્યો હશે.

આવા એક અજાણ્યા લેખકનું ગદ્યલખાણ ભુલાઇ જાય એ તો સમજી શકાય તેવું છે—પણ બીજી રીતે સુપ્રતિષ્ઠિત થયેલ લેખકનું પણ ગદ્યલખાણ ભુલાઈ ગયું છે—ભુલાઇ ન જવું જોઇએ અને ભુલાયું છે. ગદ્યના લખાણ માટે અમુક પ્રતિનું કૌશલ્ય અવશ્ય જોઇએ છીએ. કવિતામાં મનોરંજક અને તેથી પ્રશંસનીય લખાણ હોવા છતાં, તે જ લેખકના ગદ્યમાં આપણને કાંઇ જ મજા ન આવે એવું બને છે એ આપણે શ્રી. દલપતરામના ગદ્યલેખો વાંચવાથી જોઇ શકીએ છીએ. દલપતરામના બુદ્ધિપ્રકાશમાંના લેખો, 'જ્ઞાતિ વિષે નિબંધ', નાટકોમાંનું ગદ્ય વગેરે ગદ્યલખાણ જોઇએ ત્યારે ઘડીભર વિચારમાં પડી જઇએ કે જે કવિ એટલું સરળ, એટલું સીધું, એટલું મર્મભર્યું, એટલું ચાતુર્યભર્યું, એટલું રંજનકારક પદ્ય લખાણ લખી શકે છે તેમના જ ગદ્યલખાણમાં આવી શિથિલતા—આવું મોળાપણું કેમ આવી જતું હશે ? એ ઉપરથી આપણે એટલું તો સ્વીકારવું જ પડે છે કે ગદ્ય અને પદ્યના લખાણ માટે પ્રભુદત્ત શક્તિ અવશ્ય જૂદી જૂદી પ્રતિની છે. કવિતાલખાણમાં જેની કૃતિ યુગસ્થાપક કહી શકાય એવા આપણા પ્રિય કવિ ક૦ દ૦ ડા૦ નું ગદ્ય, ગદ્યવિકાસ કે ગદ્યઘડતરમાં સંભારવા લાયક પણ સ્થાન પામતું નથી !

લખનારાઓ બધા ઉત્સાહથી પોતપોતાની શક્તિ પ્રમાણે લખ્યા કરે છે; પણ તે બધામાંથી થોડાકમાં જ એવો પ્રતાપ કે એવો પ્રભાવ હોય છે કે જેથી લખાણ નમૂનારૂપ, માર્ગદર્શક કે ચિરસ્થાયી સત્ત્વવાળું બની શકે. ગદ્યલખાણની શરૂઆત થઇ ત્યારથી જ લખનારાઓની પરંપરા તો ચાલુ જ રહી છે; પણ તે બધામાં ગદ્યના સ્વરૂપને ઘડવામાં, અન્ય લેખકો પર છાપ પાડવામાં, ગદ્યવિકાસમાં એકાદ ક્રમ આગળ ચાલવામાં, સમર્થ થયા હોય એવા તો ગણ્યાગાંઠ્યા જ લેખકો આપણને મળી શક્યા છે.

એનો અર્થ એ નથી કે સામાન્ય પ્રતિના લેખકોની આપણે ઓછી કદર કરવાની છે. તેવા લેખકોએ તો વાચકોને વાંચન પૂરૂં પાડવાનું, બુદ્ધિશાળી મહાશયોએ રજૂ કરેલા વિચારો જનસમાજમાં ફેલાવવાનું અને લેખનવાંચનનું વાતાવરણ ચાલુ રાખવાનું કામ ખૂબ જ સારી રીતે કરેલું છે. લોકોનો વાચન-શોખ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ તે શોખ પૂરો પાડનારાઓ પણ સંખ્યાબંધ જોઇએ. આવા લખનારાઓમાંના ઘણા તો માત્ર તત્કાલજીવી જ હોય છે. પણ તેવું હોવા છતાં તેઓ આપણી કદરને પાત્ર છે.

નર્મદનવલના અને તે પછીના જમાનામાં આવા ગદ્યલેખકો સારા પ્રમાણમાં પોતાની ફરજ બજાવી રહ્યા હતા. રાવસાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠની આ જાતની સેવા કોઇ ઇતિહાસલેખક વિસરી શકે નહિ. 'વનરાજ ચાવડો', 'સધરા જેસંગ', 'સાસુવહુની લડાઇ', 'પાર્વતીકુંવર આખ્યાન', 'ભવાઇસંગ્રહ' વગેરે જૂદી જૂદી પ્રતિનાં લખાણોનો સારો ફાળો આપી તેમણે તત્કાલના સંસારની અને સાહિત્યની સારી સેવા બજાવી છે. તેમજ રણછોડભાઇ ઉદયરામ, મનસુખરામ સૂર્યરામ, હરગોવિંદદાસ કાંટાવાળા, અને એવા બીજા લેખકોએ–વાર્તાઓ લખી, ઇતિહાસ કે ચરિત્ર લખી, સમાજ અને સંસારસંબંધે સામાન્ય ચર્ચાત્મક લેખો લખી, ગુજરાતી ગદ્યના પ્રવાહને વહેતો રાખ્યો છે.

કોઈ કોઈએ તો પોતાના ખાસ આગ્રહથી થોડીઘણી છાપ પણ પાડી હતી. રણછોડભાઇ ઉદયરામનો નાગરી લિપિ માટેનો પક્ષપાત, હરગોવિંદદાસ કાંટાવાળાનો સારા, સરળ, ઘરગથ્થુ અને ગ્રામ્ય થઇ જાય તોપણ વાંધો નહિ એવા ગદ્યનો શોખ, મનસુખરામભાઇનો સંસ્કૃત શબ્દો માટે અત્યંત આગ્રહ : આવી આવી કોઈ કોઈ બાબત ગદ્યના ઇતિહાસ લખનારે અવશ્ય નોંધવી જોઇશે. ભાષા કાંઇ એકાદ જણના આગ્રહથી કે બેચાર પુસ્તકોથી ઘડાતી નથી. છતાં પણ દરેક સમર્થ વ્યક્તિની કાંઇ ને કાંઇ છાપ જાણીઅજાણી રીતે રહી તો જાય છે જ.

જેમ જેમ જ્ઞાનની વૃદ્ધિ થતી ગઈ, તેમ તેમ આપણી ભાષા પણ સમૃદ્ધ થતી ગઈ. યુનિવર્સિટી સ્થપાઈ ત્યારથી તો ભાષાવિકાસનાં બી બરોબર રોપાયાં એમ કહેવું જોઇએ. એ બી જેમ જેમ વધતાં–ઊગતાં–ગયાં તેમ તેમ સમગ્ર ભાષામાં અને ગદ્યમાં પણ હળવે હળવે સ્વરૂપફેર અને સૌંદર્યવિકાસ સધાતો ગયો. આવી રીતે સમસ્ત વાતાવરણની અનુકૂળતાને લીધે ફેરફાર અવશ્ય થાય છે, પણ જો કોઈ એક વ્યક્તિ ખૂબ ફેરફાર કરવા ધારે તો તેમાં બહુ વિજય મળતો નથી. અલબત્ત, આખી જનતાને આંજી નાખે તેવી અત્યંત સમર્થ વ્યક્તિ અસર કરી શકે એવું બને છે, પણ તેટલું વ્યક્તિત્વ બહુ જ વિરલ હોય છે. તેવા વ્યક્તિત્વ વિના મહાપ્રયત્ન ઉપાડવા એ તો નિરાશાને નોતરવા જેવું છે. વળી પોતાના પ્રયત્નમાં સત્ત્વ કેટલું છે એ પણ જાતે વિચારી જોવું જોઇએ.

તેવું નહિ થવાને લીધે મનસુખરામભાઇએ એક પ્રયત્ન આરંભ્યો–ગુજરાતીને સંસ્કૃતમય બનાવી દેવાનો આગ્રહ રાખ્યો. તેમનો ઉદ્દેશ તો એ હતો કે હિન્દુસ્થાનની બધી બોલાતી ભાષાઓમાં સંસ્કૃત શબ્દો એટલા બધા ભરી દેવા કે તેવા શબ્દોના ભંડારથી પ્રાંતપ્રાંતનો શબ્દભેદ નાબૂદ થાય અને પરસ્પર ભાષા

સમજવામાં સરળતા થાય. તેમને મતે તો માત્ર પ્રત્યયો જ તે તે ભાષાના રહે, તે સિવાયના સઘળા શબ્દો સંસ્કૃત જ હોય, એવું સ્વરૂપ દરેક પ્રાંત પોતપોતાની ભાષાને આપે તો બધી પ્રાંતબોલીઓ સંસ્કૃતમય બની જાય અને તેથી સકળ હિન્દની ભાષાભેદની મુશ્કેલી ટળી જાય. આવા વિચારથી તેમણે પોતાની ભાષામાં હળવે હળવે સંસ્કૃત શબ્દોનો ઉમેરો કર્યા કર્યો. 'અસ્તોદય'ની પહેલી અને પાંચમી છઠ્ઠી આવૃત્તિનાં પાનાં પર નજર નાખવાથી એકદમ જાણી શકાશે કે મનસુખરામભાઇએ તે દિશા તરફ કેટલા આગ્રહથી પ્રયાણ કર્યું હતું. તેમના 'કરસનદાસ મૂળજીનું જીવન અને તત્સંબંધે વિચારો' એ પુસ્તકમાં મનસુખરામભાઇનું ગદ્ય સ્વાભાવિક સરળતા બતાવી રહ્યું છે. નવલરામનો સરળ પ્રવાહ, નવલરામની શબ્દ અને અર્થના અલંકારોની અકૃત્રિમ સરણિ, અને પોતાના વ્યક્તિત્વને સ્પષ્ટતાથી અને મર્મદ્યોતક સ્વરૂપે પ્રગટ કરવાની શક્તિ, મનસુખરામભાઇના આ નાના પુસ્તકમાં જણાઇ આવે છે. પણ કમભાગ્યે તેમણે ભાષાને સંસ્કૃતમય બનાવી તેના રૂપને ખૂબ ફેરવી દેવાની અત્યંત ઉત્કટ વૃત્તિ સેવી અને પરિણામે તેમનાં લખાણ પ્રચાર પામવામાં ભાગ્યહીન રહ્યાં. એકલા જ સંસ્કૃત શબ્દો વાપરવાના આગ્રહથી ગુજરાતી ભાષા કઢંગી બની ગઈ; વિચારનો પ્રવાહ જાણે કૃત્રિમ હોય તેવું લાગે છે, અણગમતી કલુષિતતા અને નકામાં કુઠન અને બોજ વાંચનારને જાણે મૂંઝાવી નાખે છે.

સંસ્કૃતમય બનાવવાના મોહમાંથી એક બીજો ફણગો ફૂટી નીકળ્યો હતો. ભાષાના—ગદ્યના—ઘડતરને આડકતરી રીતે સ્પર્શ કરનારી તે બાબત હોઇ તેની નોંધ પણ આંહીં જ કરી લેવી ઠીક લાગે છે. મનસુખરામભાઇનો આગ્રહ તો સર્વ પ્રાંતભાષાઓને સંસ્કૃતપ્રચુર કરી એકબીજાથી સમજી શકાય તેવી કરવાનો હતો. પરંતુ તે વિચારે કાંઇ વિચિત્ર સ્વરૂપ લીધું અને એક એવો મત ફેલાવા લાગ્યો કે આપણી આર્યભાષાઓ મ્લેચ્છ શબ્દોથી અભડાઈ ગઈ છે તેને ફરીથી પવિત્ર બનાવવી અને કોઈ પણ ફારસી કે પરભાષાનો એક પણ શબ્દ આવવા દેવો નહિ. આવો આગ્રહ ધરાવનાર કોઈ કોઈ નીકળવા લાગ્યા, તેમને મતે 'પવિત્ર' ભાષા લખવાના પ્રયોગો થવા લાગ્યા—તે માટે ઇનામો જાહેર થવા લાગ્યાં, અને કોઇ કોઇ માસિકોમાં તે મતવાળાઓનાં લખાણો છપાવા લાગ્યાં. આ મત અને આ આગ્રહ તદ્દન જ અસ્થાને હતાં. દીર્ઘ તો શું, પણ અલ્પ દૃષ્ટિથી પણ શૂન્ય હતાં; અને સેંકડો વર્ષથી પ્રચાર પામેલી ભાષામાં કેવી અજાણી રીતે અનેક શબ્દો ઘર કરી રહ્યા હોય છે એ સમજનું અત્યંત અજ્ઞાન ધરાવનારાં હતાં. એટલે થોડાક સમય પછી તે ધાંધલ તો એની મેળે જ શમતાં શમતાં છેવટ તે મરણશરણ જ થઇ ગઇ.

ભાષાભંડારને વધારવાની કે સુધારવાની આવી પ્રયત્નભરી મહેનત ફળ વગરની રહે છે; પરંતુ સમર્થ લેખક ભાષાને આડકતરી રીતે ખૂબ ખીલવી, સમૃદ્ધ બનાવી શકે છે તેનો પુરાવો જેમ નર્મદનવલ તરફથી આપણને મળે છે તેમ તે પછીના સમર્થ ગદ્યલેખક ગોવર્દ્ધનરામ તરફથી પણ મળે છે. નર્મદનવલથી માંડીને, 'કરણઘેલો', 'વનરાજ ચાવડો' વગેરે લખાતાં હતાં ત્યારે ગુજરાતી ભાષાનું જે સ્વરૂપ હતું તે સ્વરૂપ સરસ્વતીચંદ્રમાં અત્યંત નવીન અવતાર ધારણ કરતું આપણે જોઇએ છીએ. નર્મદનાં ટૂંકાં, સીધાં, સરળ વાક્યોને વિકસાવીને નવલરામે સરળતા તેટલી જ હોવા છતાં અર્થભર વાક્યોની રચના કાંઇક વિસ્તારવાળી કરી હતી. ગોવર્દ્ધનરામે તે રચનાને અર્થવાહક અને સૌંદર્યસેવી સ્વરૂપ આપ્યું. નર્મદમાં અલંકારો જૂજ આવતા. શબ્દાલંકારના આડંબરવાળી શૈલી તેમણે એકાદ બે વાર લખી છે, પણ તે ખાસ પ્રયોગો જ હતા. નવલરામના ગદ્યમાં સરળતા હોવા સાથે અર્થાલંકાર અને વચમાં વચમાં આપોઆપ આવી જતા શબ્દાલંકાર સારી પેઠે દાખલ થયા છે.

ગોવર્દ્ધનરામનું ગદ્ય આ બંનેથી ભિન્ન પ્રકારનું છે. તેમનું ગદ્ય સહેલાઇથી કદાચ સમજી ન શકાય, કે અપરિચિત નવા શબ્દોથી ભરેલું લાગે; પરંતુ શ્રમપૂર્વક પ્રયત્નથી એકવાર સમજાવા લાગ્યું તો તુર્ત તે ગદ્યમાંની અર્થધારકતા અને વિચારઘનતાની કિમ્મત સમજાશે. લાંબાં લાંબાં વાક્યો, અલંકાર પર અલંકાર, અર્થના ક્રમે ક્રમે ચઢતા ભાવ બતાવનારા શબ્દોની સુઘટિત પરંપરા; અને જેને આપણે બાણશૈલી કહી શકીએ તેવી વિસ્તારવાળી અને પ્રલંબિની શૈલી ગોવર્દ્ધનરામની અવશ્ય છે. 'સરસ્વતીચંદ્ર'માં ઠેકઠેકાણે એવી શૈલીના નમૂનાઓ ચમેલીની વેણીમાં દેશી ગુલાબની સુંદર ગૂંથણીના જેવા—અવશ્ય માલૂમ પડશે. પરંતુ તેવા લખાણથી વાંચકને કંટાળો આવતો હોય કે શૈલીમાં કૃત્રિમતાની છાયા સરખી આવતી હોય એવું તો લાગતું જ નથી.

'સરસ્વતીચંદ્ર'ના પહેલા ત્રણ ભાગના ગદ્ય કરતાં ચોથા ભાગના ગદ્યમાં જે ગંભીર ચિંતન, જ્ઞાનભરી ચર્ચા અને કંઇક પાંડિત્યભર્યું વાતાવરણ પ્રસરી રહેલ છે એ તો ગદ્યમાં પહેલી જ વાર દૃષ્ટિએ ચડે છે; અને હજી સુધીનાં ગુજરાતીમાંનાં લખાણો જોતાં, બીજીવાર તેવું લખાણ હમણાં હમણાં તો મળી આવે એવી આશા રહેતી નથી. ભવિષ્યમાં પણ તે ગાંભીર્ય, તે ચિંતન અને તે કલ્પનોત્તેજક વાતાવરણ કોણ અને ક્યારે નિર્માણ કરી શકશે એ અટકળ પણ કરી શકાતી નથી.

'સરસ્વતીચંદ્ર'નું ગદ્ય, ગદ્ય હોવા છતાં, કાવ્યના મનોગમ તરંગોના પ્રદેશમાં આપણને ફેરવે છે—છે તો ગદ્ય જ, છતાં એવી ઊછળતી ઊર્મિથી તેનો દેહ બંધાતો ગયો છે કે તેવી ઊર્મિછોળ કદાચ કાવ્યમાં પણ ન મળે. ?

એ પુસ્તકે ગદ્યને નવો અવતાર આપવામાં બહુ મોટી સેવા બજાવી છે. 'સરસ્વતીચંદ્ર'નો પહેલો ભાગ બહાર પડતાં જ તેણે આખી ગુજરાતી આલમનું ધ્યાન ખેંચ્યું હતું. તે પુસ્તક ન વાંચ્યું હોય તો સારા સમાજમાં ભળનારાને શરમ લાગવા જેવું થતું; અને તેનાથી અજાણ્યો હોય તે અભણની જ ગણનામાં લેખાય એવું થઇ ગયું હતું. વાંચનારી આલમમાં એવું થયું હતું એમ કાંઈ નહોતું; લખનારી આલમ પણ મોહવશ થઇ ગઇ હતી. તે પુસ્તકનાં અનુકરણો થયાં હતાં એટલું જ નહિ, પણ ભાષામાં, વિચારમાં, લેખનપદ્ધતિમાં, વર્ણનમાં બધામાં 'સરસ્વતીચંદ્ર'ની છાપ તે વખતનાં લગભગ બધાં જ પુસ્તકોમાં પેસી જતી. આ બધાંની એક શુભ અસર એ થઇ કે ગુજરાતી ગદ્યમાં પાંડિત્ય અને પ્રસાદ બંને સાથેલાગ્યાં સ્વીકાર પામી ગયાં.

'સરસ્વતીચંદ્ર'માં રજૂ કરેલા વિચારો અને ઉપજાવેલા પ્રસંગોથી ગુજરાતભરમાં ઠીક ખળભળાટ થઇ રહ્યો હતો અને વિરુદ્ધમાં અને તરફેણમાં બહુ બહુ ચર્ચા ચાલી હતી. તે ચર્ચા સાથે આપણે સીધો સંબંધ નથી. આપણે તો ગદ્યની ઘટનામાં તેણે કેવી અસર કરી હતી તે જ જોવાનું છે, અને એ તો નિર્વિવાદ સ્વીકારી શકાય એવું છે કે જે પુસ્તક આટલું બધું પ્રિય થઇ ગયું હતું અને જેનાં અનુકરણ પણ થવા લાગ્યાં હતાં તે પુસ્તકની ભાષાની અને તેની અંદરના વિચારની અસર ખૂબ વ્યાપક થયા વિના રહે નહિ. 'સરસ્વતીચંદ્રે' ઉપસ્થિત કરેલી ચર્ચાઓ અને રજૂ કરેલ ભવિષ્યવાણી જેવી કલ્પનાયુક્ત સંસારઘટના જેમાં ભૂતકાળના શ્રદ્ધાપૂર્વક અભ્યાસપર આધાર રાખી, ચાલુ જમાનાના વાતાવરણની અસરોનો કયાસ કાઢી, ભવિષ્ય માટે જૂદા જૂદા તરંગો રજૂ કરવામાં આવ્યા છે—તેવી સંસારઘટનાના ખ્યાલોએ વિચારશીલ અને બુદ્ધિશાલી જુવાનોને મોહમુગ્ધ કર્યા હતા. કેટલાક વિચારકો જે સરસ્વતીચંદ્રમાં દર્શાવેલા અભિપ્રાય અને કહેલી દલીલશ્રેણીથી વિરુદ્ધ હતા તે પણ 'સરસ્વતીચંદ્ર'માંના વિચારવાતાવરણથી તદ્દન અલિપ્ત રહી શકયા નહોતા. જેમ વિચારમાં અને વાતાવરણમાં થોડા સમય સુધી તો જાણે આખું ગુજરાત નિમગ્ન થઇ રહ્યું તેમ જ, ભાષાની બાબતમાં પણ બન્યું હતું. 'સરસ્વતીચંદ્ર'ની ભાષા—તેમાંના શબ્દો, વાકયરચના વગેરે ખૂબ જાણીતાં થયાં હતાં; અને પરિણામે ગુજરાતી ગદ્યને જાણે નવો અવતાર જ મળ્યો હતો.

'સરસ્વતીચંદ્ર'ના દરેક ભાગની ભાષા, પ્રસંગ અને વિષય પ્રમાણે કાંઇક રૂપપલટો લેતી હોવા છતાં, તે ભાષાનું સમગ્ર સ્વરૂપ તો ઉપર જણાવ્યું તેમ નર્મદનવલથી તદ્દન જૂદું પડતું હતું. ગુજરાતી ગદ્યને વિચારક્ષમ અને વર્ણનક્ષમ બનાવવા સાથે, લેખપ્રવાહથી એક જાતનો આછો આછો પણ એકધારો રણકાર ગૂંજી રહેતો હોય એવું એ ગદ્યના વાંચનથી આપણને જાણે લાગી આવે છે. આપણે જોઇ શકીએ છીએ કે ગદ્યમાં લાંબાં લાંબાં વાક્યોની રૂચિર ઘટના હોય તો સમૃદ્ધિ આવે છે, સૂક્ષ્મ અર્થભેદની આછી આછી છાયાનો વિવેક બતાવનારા શબ્દોથી, વિચાર અને આચારનું સફળ પૃથક્કરણ દર્શાવી ગદ્યમાં સરસ અર્થઘનતા લાવી શકાય છે. સફળ શબ્દપ્રયોગની કળા પણ દર્શાવી શકાય છે, અને આ પ્રમાણે ગદ્યવિકાસમાં એક સારું પગલું આગળ ભરાયું છે એમ દેખાઇ આવે છે.

'સરસ્વતીચંદ્રે' ગદ્યની જે જે શક્તિઓ અને શક્યતાઓ બતાવી આપી છે તેમાંની એક ખાસ નોંધવા જેવી શક્તિ સંવાદોની છે. અર્થને વિકસાવતા જઈ, રસને ચાલુ જ રાખ્યા કરી, હૃદયંગમ સવાલજવાબની–તેવા સવાલજવાબ વેગ અને વિનોદસહિત ચાલુ રાખવાની મનોહર શક્તિ દાખવી, ગોવર્દ્ધનરામે ગુજરાતી ભાષાની રસપોષક અને અર્થદ્યોતક શક્તિ બતાવી આપી છે. વિચારની આપલે કરવા, કે પ્રસંગનો ઉકેલ કરવા, જ્યારે જ્યારે પાત્રો સામસામાં મળે છે ત્યારે ત્યારે એકબીજાના વિચારને ખીલવવાને, પ્રતિપક્ષીને સીધી અસર કરવાને, વક્તવ્યને સચોટ સ્વરૂપ આપવાને જે જે સંભાષણો પુસ્તકમાં માલૂમ પડે છે તે બધામાં ગુજરાતી ગદ્યને ખીલવી ખીલવી વાપરવાની શક્તિ ધરાવનાર લેખક, કેવી સરસ રીતે તેનો ઉપયોગ કરી શકે છે એ પ્રત્યક્ષ થાય છે; અને તેવી શક્તિથી પ્રગટ થતી શક્યતા આકર્ષક અને આનંદપૂર્ણ સ્વરૂપમાં બતાવનારા લેખક માટે ધન્યવાદ ઉચ્ચારાઇ જવાય છે.

સંવાદ અને સંભાષણની પેઠે પત્રલેખનની ખૂબીભરી નવીનતા પણ તે લેખકે બતાવી છે. કુમુદ સરસ્વતીચંદ્ર પર, વાગ્દાન પછી, ત્યાગ પછી અને સુવર્ણપુરમાં થયેલી ઓળખાણ પછી, જે જે કાગળો લખે છે તેમાં, ગંગાભાભી અને ચન્દ્રકાન્તના પત્રવ્યવહારમાં, ભોળી,–નવા તેજના કિરણથી બેનસીબ રહેલી, પણ પ્રભુદત્ત શક્તિ અને બુદ્ધિસામર્થ્યની તથા દિલદિલાવરીની પૂરેપૂરી ખાતરી આપતી–ભોળી જેવી ગંગાભાભી, કેવી વેધક રીતે ગુજરાતી સંસારનો અનુભવ પત્ર દ્વારા આપી રહી છે એ જોઇએ છીએ ત્યારે આપણને ખાતરી થાય છે કે ગુજરાતી ગદ્યમાં તો અનંત અને અખૂટ, વૈવિધ્યભરી અને વિનોદભરી,

અજબ જાતની શક્તિઓ રહેલી છે—માત્ર તે શક્તિને સમજવાનું ભાગ્ય ધરાવનાર કોઈ લેખક જન્મવો જોઇએ.

'સરસ્વતીચંદ્ર'દ્વારા આ પ્રમાણે ગદ્યલખાણની વિવિધ પ્રતિઓ આપીને જ ગોવર્દ્ધનરામનું કાર્ય સમાપ્તિ પામી ગયું નથી. 'લીલાવતીની જીવનકલા'માં અને 'દયારામના અક્ષરદેહ'માં ગદ્યના સ્વરૂપને જૂદી જ જાતનો પલટો મળ્યો છે.

'જીવનકલા'માં તો એવા ઘરગથ્થુ અને હળવા પ્રયોગો થયા છે કે જાણે ગોવર્દ્ધનરામનું ગદ્ય કમજોર થઇ ગયું હોય એવું લાગી આવે છે; અને 'દયારામના અક્ષરદેહ'માં પોતાની દલીલને યુક્તિપૂર્વક સમર્થન કરવા પ્રયાસો હોવા છતાં તે પુસ્તક પણ કાંઇ આકર્ષણ કરી શક્યું નથી.

પરંતુ સાધારણ જનતાનું આકર્ષણ ન મેળવી શક્યું હોય છતાં ગુણવત્તાથી ખૂબ ઊંચી પ્રતિનું ગણવું જોઇએ તેવું ગોવર્દ્ધનરામનું એક પુસ્તક લગભગ ભુલાઈ ગયા જેવું છે એ નોંધતાં દિલગીરી થાય છે.

'સાક્ષરજીવન' જોકે અપૂર્ણ રહ્યું છે છતાં તેનો જેટલો ભાગ લખાયો છે તેટલો ગુજરાતી ગદ્યમાં એટલી ઊંચી કોટિનો છે કે તેની સાથે મૂકી શકાય તેવું એકે પુસ્તક નથી એમ કહેવું પ્રાપ્ત થાય છે. સિવાય કે એકાદ બે તેવી જ ઊંચી કોટિનાં ભાષાંતરપુસ્તકો—ભાષાંતર હોવા છતાં, ઊંચી પ્રતિના ગદ્યને વાપરી, ગદ્યઘડતરમાં આડકતરો હિસ્સો આપનારાં ગણીએ તો તેવાં ભાષાંતરો—એક સંસ્કૃતમાંથી 'કાદમ્બરી' અને બીજું અંગ્રેજીમાંથી 'સત્યાગ્રહની મર્યાદા'—એ બે ભાષાંતર હોવાથી અવશ્ય નીચે, પણ તોય કાંઇક સાથે ગણવામાં મૂકી શકાય તેવાં છે.

જેમ 'સાક્ષરજીવન' ભુલાઈ ગયું છે તેમ 'સત્યાગ્રહની મર્યાદા' પણ ભુલાઈ ગયેલું—ભુલાઇ રહેલું—ઘણી જ ઊંચી લાયકાતવાળું પુસ્તક છે. અંગ્રેજી પુસ્તકનો અનુવાદ હોવાં છતાં તે પુસ્તકની ભાષા અને તેની શૈલી એવાં તો બેનમૂન, અનુકરણીય ગદ્યમાં અવતાર પામેલ છે કે તેના જેવું પુસ્તક ભુલાઈ જવાય એ ખરેખર શરમાવા જેવું જ ગણાય. પરંતુ તે વિષે તો કદાચ આગળ ઉપર ઉલ્લેખ કરવામાં આવશે. અહીં તો 'સાક્ષરજીવન' વિષે બોલતાં તે પુસ્તકનો તો નિર્દેશ જ બસ છે.

'સાક્ષરજીવન' ગુજરાતી ગદ્યના વિશિષ્ટ અને સંસ્કૃત નમૂના તરીકે રજૂ કરતાં એમ પ્રશ્ન થવા સંભવ છે કે જો તે પુસ્તક પ્રચાર પામી શક્યું નથી,

દ્યોતક સરળ ગદ્યની સાથે ‘ ચારિત્ર ’નું કે ‘ સિદ્ધાન્તસાર ’નું કે ‘ ભગવદ્‌ગીતા ’ના સમયનું ગદ્ય સરખાવીએ તો તેમનું ગદ્ય હળવે હળવે કેવો સરસ ઓપ મેળવી, વિદ્વત્તા અને ગાંભીર્ય પ્રાપ્ત કરી, કેવી સફળ શૈલી મેળવી શક્યું હતું એ જોઈ શકીશું.

ગુજરાતી વાચકોમાં જેમ ‘સરસ્વતીચંદ્ર’ના રસિયા હતા તેમ ‘ સુદર્શન ’ના અભ્યાસી અને મણિભાઈના પ્રશંસક અને પૂજક પણ ઘણા હતા. ‘ પ્રિયંવદા ’ અને ‘ સુદર્શન ’ અમુક ચોક્કસ વર્ગમાં એટલાં બધાં પ્રિય બની ગયાં હતાં કે તે દ્વારા વિચારોમાં તો ફેરફારો ખૂબ થવા લાગ્યા હતા, તેમ ગદ્યના સ્વરૂપમાં પણ સારી અસર થવા લાગી હતી.

‘ પ્રિયંવદા ’થી સરળ અને સહેલા, છતાં સંસ્કારી અને શુદ્ધ ગદ્યનો સારો પ્રચાર થયો હતો અને શ્રી. મણિલાલનાં ‘ નારીપ્રતિષ્ઠા ’ અને ‘ બાલવિલાસ ’ જેવાં લખાણ સરળતા અને શુદ્ધિની સાથે સંસ્કારનો યોગ સાધનારા સારા ગદ્યના પ્રચાર માટે ઠીક ઉપયોગી થઈ રહ્યાં હતાં.

‘ ચારિત્ર ’ તો કેમ જાણે ખાસ અમુક ઉદ્દેશથી, અમુક નમૂનો ધ્યાનમાં રાખીને, અમુક જ જાતનું લખાણ લખવું છે એવા આગ્રહથી લખાયું હોય તેવું પુસ્તક છે. તેમાં ભાષાની કૃત્રિમતા જણાઈ આવે છે અને કૃત્રિમતાની સાથે ક્લિષ્ટતા અને કષ્ટબોધ્યતા પણ આવી વસ્યાં છે. પોતાને કહેવું હોય તે સીધી રીતે જ કહી દેવાની પદ્ધતિવાળું લખાણ ઘણું કરી મણિલાલે હમેશાં કરેલું છે; પણ આ પુસ્તકમાં તે માર્ગથી વિચલન કરી, કાંઈક હેતુપૂર્વક, અર્થઘન અને વજનદાર ગદ્યનો નમૂનો આપવા ખાતર, અસ્વાભાવિક પદ્ધતિ તેમણે ગ્રહણ કરી લાગે છે. વિશિષ્ટ અને ઉચ્ચ આદર્શરૂપ ગદ્ય લખવાનો વિચાર રાખ્યો હોય તો તેમાં તે જરાય સિદ્ધિ મેળવી શક્યા નથી. ‘બાલવિલાસ’, ‘ગુલાબસિંહ’, ‘પ્રાણ-વિનિમય’ અને ‘ ભગવદ્‌ગીતા ’ જેવા જૂદી જૂદી પ્રતિના લેખોમાં પણ મણિલાલની ભાષા એકધારી અને સીધી ઉક્તિઓવાળી માલૂમ પડે છે; છતાં આ પુસ્તકમાં તેથી જૂદી જ જાતનું ગદ્ય લખાયેલું છે.

બાકી તો મણિલાલ ઘણુંખરું વિષયયોગ્ય ભાષા વાપરવામાં ભૂલ કરતા જ નથી. તે એટલે સુધી કે સાધારણ અને સામાન્ય વાત સામાન્ય વાચકો પાસે રજૂ કરવી હોય ત્યારે તેવા વાચકોથી સહેલાઈથી સમજી શકાય તેવા જ સ્વરૂપમાં તે લખાણ કરતા. વિષય જરા દુર્બોધ્ય હોય તો સ્વાભાવિક રીતે ભાષામાં કાંઈક ભાર વધે–સ્વરૂપફેર થાય, પણ છતાં લખાણ તો સીધેસીધું અને સરળ રચના-

વાળું જ હોય. જ્યાં બુદ્ધિને અસર કરી, પ્રતાપદાયી કિરણોથી વિષયને સતેજ કરવો હોય, જ્યાં દલીલોના ધોધમારથી પ્રતિપક્ષીને જીતવો હોય, જ્યાં સમતા-વિષમતાની ચોખવટ કરી પોતાના મતને સુસ્થિત કરવો હોય ત્યાં મણિલાલ પોતાનું લક્ષ ચૂકતા નથી અને વિષયાનુકૂળ ભાષા અને પ્રસંગાનુકૂળ શૈલીમાં હંમેશાં સફળતા જ મેળવે છે—'ભગવદ્‌ગીતા', 'સિદ્ધાન્તસાર', 'ચેતનશાસ્ત્ર'ના ગદ્યપ્રવાહ આ અભિપ્રાયની સાક્ષી આપશે.

'સુદર્શન'માંના ગદ્યલેખો 'ગદ્યાવલી' રૂપે એકત્રિત કરી પ્રગટ કરવામાં આવ્યા છે; તે પરથી મણિલાલના ગદ્યની વિવિધ શક્તિ અને તેનાં વિવિધ સ્વરૂપ એકસાથે જોવા તક મળે છે. આ સંગ્રહ ફરી છપાશે કે કેમ એ શંકાસ્પદ છે. હમણાં પણ એ વેચાતો તો મળતો નથી—તેવા સંગ્રહને સુલભ રાખવો એ સાહિત્ય-સેવકોનું કામ છે. તેવાં પુસ્તકો મળતાં રહે તો જ-અભ્યાસકોને ઘટતી સરળતા મળે, ઇતિહાસપરંપરા સચવાઈ રહે.

આવા દળદાર પુસ્તકની વાત એકબાજુ રાખીએ, પણ 'ઉત્તરરામચરિત્ર' જેવું નાનું પુસ્તક પણ છપાતું બંધ થાય, એ ખરેખર શરમાવા જેવું છે. મણિલાલે 'માલતીમાધવ' અને 'ઉત્તરરામચરિત્ર'નાં ભાષાંતર કરી, સંસ્કૃત સાહિત્યની પિછાન આપવામાં ઘણો સારો ફાળો આપ્યો છે. અને ખાસ કરી 'ઉત્તરામચરિત્ર'ની મીઠા લયથી પ્રિય થઈ ગયેલી, 'લાવણીઓ' ખૂબ જાણીતી થઈ ગઈ હતી. નાટકો દ્વારા અને તેમાંનાં પદ્યો દ્વારા ભાષામાં સારી અસર થાય છે એ આપણે મણિલાલનાં ભાષાંતરો પરથી જોઇ શકીએ છીએ.

'કાદમ્બરી' અને 'સરસ્વતીચંદ્ર'દ્વારા ગદ્યને એક રીતે દેહ મળતો હતો, મણિલાલના લખાણ દ્વારા બીજી રીતે ઘાટ અને મરોડ મળ્યે જતાં હતાં; ત્યારે તેમાં શુદ્ધિ અને સંસ્કાર, પાંડિત્ય અને પ્રવીણતા ત્રીજા લેખક શ્રી. નરસિંહરાવભાઈ તરફથી ઉમેરવામાં આવતાં હતાં.

શ્રી. નરસિંહરાવને 'કુસુમમાળા', 'હૃદયવીણા' વગેરેથી કાવ્યના લેખક તરીકે સાધારણ રીતે ઓળખવામાં આવે છે. તેમના ગદ્ય લખાણનો સંગ્રહ છપાયેલો ન હોવાને લીધે ઘણા સાહિત્યશોખીનો પણ તેમને માત્ર કવિ તરીકે જ ઓળખે છે. પણ વાંચનારાઓ જો પોતાની સ્મૃતિને જરાક તસ્દી આપશે તો તેમને યાદ આવશે કે શ્રી. નરસિંહરાવનાં ચર્ચારૂપ, અવલોકનરૂપ, પ્રસ્તાવરૂપ, નિબંધરૂપ ગદ્યલખાણ વારંવાર માસિક, સાપ્તાહિક કે સ્વતંત્ર પુસ્તિકામાં આવ્યા જ કર્યાં છે. તે કવિ હતા તે ખરી વાત. પણ તે કવિ હતા તેના કરતાં

મોટા ગણાય તેવા વિવેચક—અવલોકનકાર—હતા. અને અવલોકનકાર હતા તે કરતાં પણ મોટા ગદ્યલેખક હતા. અને કાંઈક અસ્થાને કહેવાય છતાં કહી લઉં છું કે ગદ્યલેખક હતા તેના કરતાં વધારે મોટા શાસ્ત્રજ્ઞ પંડિત અને અજોડ વિદ્વાન હતા. તે ગદ્યલેખક હતા એ વાતના સમર્થનમાં હવે બહુ કહેવાની જરૂર નથી—'મનોમુકુર'ના ત્રણ ભાગ બહાર પડી ચૂક્યા છે તે જ પૂરતો પુરાવો છે. પરંતુ આ સંગ્રહમાં પણ સ્થાન નહિ પામેલા એવા પણ જૂદા જૂદા ગદ્યલેખોનો ઉલ્લેખ કરવા બેસિયે તો શ્રી નરસિંહરાવના ગદ્યલખાણનું જમે પાસું ઘણું મોટું થઈ જાય તેમ છે. જોડણી વિષે, એકભાષા ( હિન્દી ) વિષે, એકલિપિ વિષે, પ્રેમાનંદનાં નાટકો વિષે; એમ જૂદે જૂદે પ્રસંગે તેમણે વિચારથી ભરપૂર અને દલીલો અને દાખલાઓથી ઉભરાઈ જતા લેખો લખ્યા જ કર્યા છે; અને એ બધા લેખોમાં શુદ્ધિ માટેનો, ચોકસાઈ માટેનો અને સત્યની શોધ માટેનો તેમનો આગ્રહ હજી સુધી તો કોઈ ભૂલી નહિ જ ગયું હોય.

ગુર્જરાતી ગદ્યને ઉચ્ચ પાંડિત્યવાળું—ખરાબ અર્થમાં પાંડિત્ય વપરાય છે તે અર્થમાં નહિ, પણ ખરી વિદ્વત્તાથી અંકિત—યથાયોગ્ય શબ્દોની સચોટ પ્રસંદગીવાળું અને સ્પષ્ટ વક્તૃત્વની બેધડક હિમ્મત બતાવનારું—એવી ઊંચી જાતના પાંડિત્યવાળું—સ્વરૂપ આપવામાં શ્રી. નરસિંહરાવના લખાણની સેવા ઘણી મોટી છે. કયો શબ્દ, કેટલા વ્યાપક અર્થમાં કયા ભાવના નિદર્શન માટે, કયાં વાપરવો એ સંબંધે આપણા ગદ્યલેખકોમાંથી જે કોઇએ વધારેમાં વધારે ધ્યાન રાખ્યું હોય, કાળજી રાખી હોય, આગ્રહ રાખ્યો હોય, તેવાની નામગણનામાં પહેલું નામ તો શ્રી. નરસિંહરાવનું જ આવે એમ સૌ સ્વીકારી શકશે.

આવા લેખકની અસર પૃથગ્જન પર ઓછી થાય, પણ વાંચનના શોખવાળા, ભણવાગણવાની ભાવનાવાળા, ઉચ્ચ સંસ્કાર માટે લગની રાખવાવાળા, અને ઉચ્ચતર સ્થિતિએ ચડવાની ઈચ્છા અને હોંસ ધરાવનારાઓ પર તો ખૂબ જ થયા વગર રહે જ નહિ. શ્રી. નરસિંહરાવના આ જાતના લખાણના વાચનારા જ નહિ, પણ પૂજનારા અને યથાશક્તિ અનુકરણ કરનારા પણ ઘણા હોય એ સ્વાભાવિક છે.

શ્રી. નરસિંહરાવના ગદ્યલખાણમાં ચર્ચા, અવલોકન, નિબંધ એવા એવા પ્રકાર ઉપરાંત 'વિવર્તલીલા' જેવું કલ્પનાપ્રચુર અને વિદ્વદ્‌ભોગ્ય ગદ્ય—એક જૂદી જ પ્રતિનું ગદ્ય—માલૂમ પડે છે. તે ઉપરાંત તેમણે 'સ્મરણમુકુર'માં —જે પુસ્તક આ લખનારના નમ્ર મતે તો ન લખાયું હોત તો જ વધારે સારું હતું—

હળવી અને અગંભીર જ નહિ, પણ મનની અનુચ્ચ વૃત્તિઓને પુસ્તકારૂઢ કરી કાયમ બનાવી દેતી મનની નિર્બળતા બતાવતું સ્વરૂપ–ગદ્યરૂપે બહાર આવવા દીધું છે. આવા–એક તરફથી 'વિવર્તલીલા' જેવા ઉચ્ચ પ્રતિના, અને બીજી તરફથી 'સ્મરણમુકુર' જેવા હળવી પ્રતિનાં લખાણોવાળાં ઊંચાં શિખરો અને નીચી ખીણોને ખાસ ધ્યાનમાં ન લઈએ તોપણ એટલું તો સ્પષ્ટ રીતે કહી શકાશે કે નરસિંહરાવનું ગદ્ય એ સામાન્ય માણસનું કે સાધારણ મગજશક્તિવાળાનું ગદ્ય નથી–પણ ભૂમિના સાધારણ નિવાસસ્થાનથી પર, કોઈ ગિરિ પરની ઉપત્યકામાં શીતળ આનંદકંદ લહરીથી મન–મગજને ઉત્સાહક અને ઉત્તેજક છતાં પ્રસન્ન અને શાંત વાતાવરણથી જે તાજગી અને તેજ મળી રહે છે; તેવી ઊંચી જાતની તાજગી અને ઊંચી જાતનો પ્રકાશ આપનારું કોઈ ઊંચી પ્રતિના સંસ્કારી પુરુષનું ગદ્ય હોય એવું લાગી આવે છે.

ગદ્યના પિતા તરીકે નર્મદાશંકર, અને પછી નવલરામ, ગોવર્ધનરામ, મણિલાલ અને નરસિંહરાવ ગુજરાતી ગદ્યના ઘડનારા તરીકે ઊંચું માન અને સ્થાન શોભાવી રહ્યા છે.

પરંતુ ગદ્યનું ઘડતર હજી તેટલેથી જ અટક્યું નથી. આ બધા લખનારા અને વિચારનારા ગુજરાતી સમાજની કોટિઓમાંની જે કોટિ પોતાને જ્ઞાનમાં, ધનમાં, સંસ્કારમાં, વંશપરંપરાગત અભિમાનમાં ઊંચી માનતી આવી છે, જે કોટિમાં શિક્ષણ અને કેળવણી સારો પ્રચાર પામ્યા કર્યાં છે, જે કોટિને બંગાળીઓ કહે છે તેમ 'ભદ્ર' લોકોની કોટિ કહેવાય તેવી કોટિમાં જ કામ કરનારા, તેવી કોટિમાં ઉત્પન્ન થયેલા અને તેવી કોટિમાં જ મોટા થઈ મોટા ગણાયા હોય તેવા હતા. બધા લગભગ શહેરવાસીઓ હતા–ઊજળો ધંધો કરનારા હતા-બધા જોઈએ તેટલી જોઈએ ત્યારે ફુરસદ મેળવી શકે તેવા હતા, અને તે બધાના પ્રયાસથી ગુજરાતી ગદ્યને તે કોટિ માટે જેવું જોઈએ તેવું સ્વરૂપ મળ્યે જતું હતું.

પરંતુ ગુજરાતમાં આવો વર્ગ તો પ્રમાણમાં થોડો જ છે–મોટો વર્ગ મહેનતમજુરી કરનારનો, ગ્રામવાસીઓનો, ઊંચા શિક્ષણ અને ઊંચી કેળવણીથી બેનસીબ રહેનારાઓનો છે. ગુજરાતી ભાષા તો તેમની પણ તેટલી જ સગી છે અને તેમને પણ પોતાની ભાષા માટે માન અને અભિમાન હોય જ. પરંતુ તે વર્ગના વાચનારા માટે ભાગ્યે જ કાંઈ વિચાર કોઈ ગુજરાતીએ કર્યો હશે. મધ્ય કોટિના વેપારીવર્ગ માટે કે જરા ઊંચી કોટિના કારીગરવર્ગ માટે દૈનિક પત્ર ઢંગધડા વગરની ભાષામાં ખબરનો પ્રચાર કરી રહ્યાં હતાં, પણ તેવાં પત્રો પણ એક હાથની આંગળીઓ પૂરતાં પણ ભાગ્યે જ હતાં.

અલબત્ત, ગ્રામવાસીઓના તથા શહેરમાંના શ્રમજીવીઓના વર્ગમાં જાગ્રતિ નહોતી આવી—અને તે વર્ગને કાંઈ બહુ પરવા પણ નહોતી. છતાં એમ તો નહિ કહી શકાય કે તે વર્ગ વાચનથી તદ્દન જ વિમુખ હતો. 'ગજરામારૂની વાત', 'સુંદર કામદાર', 'સુડાબહોતેરી', 'મડાપચ્ચીશી' અને એવાં એવાં પુસ્તકો પહેલાં શિલાછાપનાં અને પછી મુદ્રાછાપનાં થોકબંધ છપાય છે, વેચાય છે અને વંચાય છે. છતાં આપણા સાહિત્યરસિક અને દેશસેવક વર્ગને તેવા લોકો માટે વિચારસરખો આવ્યો નહોતો એમ કહેવું જોઈએ. તેવા લોકોને સંસ્કારી વાચન પૂરું પાડી શકે તેવું લખાણ કરવાનું માન તો મહાત્માજી શ્રી. મોહનદાસ કરમચંદ ગાંધીને જ ઘટે છે.

ગુજરાતી ગદ્યના ઘડતરમાં મહાત્માજીએ આપેલી સેવાનો ઉલ્લેખ કરતા પહેલાં ગુજરાતી ગદ્યના અનેકાનેક સેવનારાઓ વિષે થોડીક પિછાન આપવાનું યોગ્ય લાગે છે. બધા જ લેખકો આડકતરી રીતે તો ગદ્યના ઘડતરમાં કાંઈ ને કાંઈ હિસ્સો આપી રહેલા જ હોય છે; પણ ગદ્યના ઘડતરમાં નોંધ પામે તેવું બધાને માટે હોતું નથી, તોપણ તેમાંના મુખ્ય મુખ્ય હોય તેવા માટે અંગુલિ-નિર્દેશ તો આવશ્યક ગણાય.

નર્મદનવલના જમાનામાં પણ લખાણ તો પુષ્કળ થયેલ હશે—લાઈબ્રેરીના કાર્યવાહકો સમજુ હોય તો તો જૂનાં લખાણોને ખાસ સાચવી પણ રાખે; પરંતુ થોથાં તરીકે કચરો ગણી કાઢી નાખવામાં આવ્યાં હશે તો તો તે જમાનાનાં લખાણો હવે અપ્રાપ્ય જ રહેશે.

તે પછીના જમાનાનાં લખાણો માટે હજુ એવી દશા ન થઇ હોય—જોકે 'નારી પ્રતિષ્ઠા', 'સિદ્ધાન્તસાર', 'સુદર્શન' ગદ્યાવલિ જેવાં સારાં પુસ્તકો પણ અત્યારે વેચાતાં મળી શક્તાં નથી. તોપણ ગોવર્ધનરામમણિલાલના જમાનાનાં પુસ્તકો-નો સદંતર નાશ થઇ ગયો હોય એમ માનવાને કારણ નથી. ભલે, નાશ ન પામ્યાં હોય, પણ છતાં અલભ્ય અને દુષ્પ્રાપ્ય થયાં હોય એવાં તો ઘણાં ગણાવી શકાશે. સમય ભુલાવે અને ભૂલી જવાય એવાં લખાણોમાં પણ ઇતિહાસની દૃષ્ટિએ કોઇ કોઇ અવશ્ય નિભાવી રાખવા જેવાં હોય છે. કોઇ કોઇ લખનાર તો કેટલા ફળદ્રુપ હોય છે કે તેમને લખ્યા વિના નિરાંત જ થાય નહિં. તેવા લખનારાઓમાં નારાયણ હેમચંદ્ર એક અવશ્ય યાદ રાખવા જેવા હતા. તદ્દન અકિંચન હોવા છતાં યુરોપની પણ તેમણે મુસાફરી કરેલી હતી. બંગાળી ભાષામાંથી ગુજરાતીમાં ભાષાંતર કરનાર તે કદાચ પહેલા જ હશે. તેમણે

મુસાફરી ખૂબ કરેલી અને પુસ્તકો પણ ખૂબ લખેલાં. ભાષાશુદ્ધિની કે રચના-ઔચિત્યની તેમણે ભાગ્યે જ દરકાર કરી હશે. તેમનો ઉત્સાહ અખૂટ હતો અને બંગાળીમાંથી જેટલું બને તેટલું ગુજરાતીમાં લાવવા તે લખ્યા જ કરતા. તેમનાં પુસ્તકોમાંથી બીજાં તો જાળવી રખાય કે નહિ, પણ એક 'હું પોતે' જેમાં તત્કાલની માહિતી આપવામાં આવી છે તે તો ગુજરાતી પુસ્તકભંડારમાંથી ગુમ ન થઇ જાય એ ધ્યાનમાં રાખવા જેવું છે.

નારાયણ હેમચંદ્ર જેટલા વિપુલ લખનારા નહિ, પણ તેની પેઠે ભુલાઇ ગયેલા એક સમર્થ અને બુદ્ધિશાળી લેખક ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી હતા. 'સરસ્વતીચંદ્રનાં પાત્રો' પરનાં તેમનાં લખાણો અને 'સમાલોચક'ના તંત્રી તરીકેના લેખો અને બીજી કૃતિઓ અભ્યાસપૂર્ણ અને વિવેકપૂર્ણ વિદ્વત્તાથી લખાયેલી છે; અને સરસ રીતે અધ્યયનયોગ્ય હોવાથી, આપણા ગદ્યભંડારમાં સારો ઉમેરો કરે તેવી છે: છતાં તે માસિકોની ફાઇલમાં જ પડી રહી છે!

બીજા તે સમયના લેખકોમાં મણિશંકર ભટ્ટ, બળવંતરાય ઠાકોર, રમણભાઇ એ ખાસ નોંધ માગી લે તેવા છે.

ઘડતરમાં સીધી અસર ન થઇ હોય એમ માનીએ તોપણ રમણભાઇનાં લખાણ ગુજરાતી ગદ્યભંડારને શોભા આપનારાં, ઐતિહાસિક માહિતી પૂરી પાડવામાં બહુ ઉપયોગી, અને ચર્ચા અને અભિપ્રાય સન્માન્ય હોવાથી ખરેખર અભ્યાસ કરવાલાયક છે એ વિસરવું ન જોઇએ. 'હાસ્યરસનો નિબંધ,' 'છન્દ અને પ્રાસ', 'વૃત્તિમય ભાવાભાસ', 'કાવ્યાનંદ' વગેરે જેવા ઊંડા અભ્યાસ અને તીક્ષ્ણ સમજશક્તિ સાથે વિદ્વાનોને પણ વંદનીય બની રહે એવી ચર્ચાવાળા લેખોથી આપણાં સાહિત્યચર્ચાનાં લખાણોમાં સારો ઉમેરો થયો છે અને 'હાસ્યરસના લેખક' તરીકે પહેલા નવલરામ અને તે પછી રમણભાઇ ક્રમે અને ગુણે ગુજરાતીમાં જાણીતા છે. તેમનું ગદ્ય શુદ્ધિમાં નમૂનેદાર, સરળતા માટે ખાસ ચીવટ રાખનારું, આડંબર જરાય નહિ હોવા છતાં સંસ્કારભર્યું અને સુવાચ્ય અને સુબોધ્ય હોવા છતાં, બુદ્ધિની કસોટી કરનારું હોવાથી ગુજરાતી ગદ્યના સારામાં સારા પ્રકારનું સ્વરૂપ ખડું કરનારું તથા સુંદર ગદ્યના વપરાશ માટે ધડો આપનારું ગણાશે એમ બેધડક રીતે કહી શકાય તેમ છે.

મનસુખરામભાઈની ભાષાને સંસ્કૃતમય બનાવવાની અભિલાષા કેવી અશક્ય હતી અને તેનાં કેવાં હાસ્યજનક પરિણામ આવે એવું હતું એ રમણભાઇ-એ 'ભદ્રંભદ્ર'દ્વારા સરસ રીતે બતાવી આપ્યું છે. એકાદ બે જણની ઇચ્છાથી કે

પંચપંદર જણના આગ્રહથી લોકભાષામાં કાયમનો ફેરફાર તો થઈ શકતો નથી. ઊલટા તેવો પ્રયાસ કરનારા હાંસીપાત્ર થાય છે એ બહુ સફળ રીતે શ્રી. રમણભાઈએ તેમની મર્મગ્રાહી અને દૂરંદેશી દૃષ્ટિથી બતાવી આપ્યું છે.

રમણભાઈનો લેખપ્રવાહ ઠીક ઠીક વેગથી વહ્યા કર્યો હતો. તેટલો વેગ મણિશંકર રત્નજી ભટ્ટે બતાવ્યો હોત, તો ગુજરાતી ગદ્યમાં ઠીક ઉમેરો થયો હોત. શ્રી. મણિશંકર કવિતા લખનારા હતા – કવિ હતા – એ ખરું; પણ સાથે સાથે તેમણે થોડું ગદ્યલખાણ પણ કર્યું છે. 'એક દેવીનો આત્મવૃત્તાંત' એ એક પ્રકારનું, 'સ્વીડનબોર્ગના વિચારો' એ બીજા પ્રકારનું, અને 'શિક્ષણનો ઇતિહાસ' એ વળી તે બંનેથી જૂદા જ પ્રકારનું લખાણ છે; છતાં તે બધામાં મણિશંકરની મધુર સરળતા અને સ્વચ્છ શબ્દપ્રવાહ એકસરખાં માલૂમ પડશે.

કાંઈક વિષયાન્તર ગણાય તોપણ મારી વૃત્તિને હું રોકી શકતો નથી. ગુજરાતી ભાષામાં વક્તા તરીકે સફળતા મેળવનારા ઘણા જ થોડા છે. એમ હોવાનાં કારણોમાં ઊતરવાનું આંહીં યોગ્ય ન ગણાય, પણ જો કોઈ એમ કહે કે ગુજરાતી ભાષા જ એવી છે કે જેમાં જોસથી, સ્પષ્ટતાથી, અસરકારક રીતે બોલી – ભાષણ કરી – જ ન શકાય તો તેવાને તો મોં બંધ કરનારો જ જવાબ આપી શકાય એવું, શ્રી. મણિશંકર રત્નજી ભટ્ટને ભાષણ કરતાં સાંભળ્યા હોય તે તુર્ત જ સ્વીકારી શકશે.

ગુજરાતી ભાષામાં કોઈ પણ જાતના રાગડાનો અંશ પણ આવ્યા વિના, આરોહઅવરોહથી મધુર સંવાદ બતાવી શકાય તેવી શક્તિ છે; સ્પષ્ટ અને શુદ્ધ ઉચ્ચારણ – કોઈ પણ પ્રાંતની પ્રાંતીયતા વિનાનું ઉચ્ચારણ – જો પ્રાપ્ત કરી શકાય તો શબ્દોના સુમેળવાળા પ્રયોગોથી એકધારી મધુરતા–મીઠાશ – આણી શકાય છે; જુસ્સો અને વેગ બતાવવામાં પણ આપણી ભાષામાં સંપૂર્ણ સંભાર ભર્યા છે; અને કરુણ, હાસ્ય કે શાંત, રૌદ્ર કે શૃંગાર–બધા રસને તાદૃશ રજૂ કરી શકાય તેવી અઢળક સમૃદ્ધિ આપણી ભાષામાં મોજૂદ છે. બોલનારાએ પોતાના ગળાને કેળવણી આપી, અવાજને પ્રસંગઅનુકૂળ કરતાં શીખી લેવું જોઇએ; અને ભાષાભંડારમાંથી ઘટતા શબ્દો વાપરવા જરા શ્રમ લેવો જોઇએ. આટલી કાળજી હોય તો આપણી ગુજરાતી ભાષા, ભાષણને માટે, સર્વ રીતે બહુ અસરકારક છે, એમ શ્રી. મણિશંકર ભટ્ટને ગુજરાતી ભાષામાં બોલતાં સાંભળ્યા હશે તેમણે સ્વીકારવું જ પડશે.

તેઓ વકતા તરીકે ખૂબ સફળ થઈ શકયા હતા. તે બોલતા હોય ત્યારે ભાષાની મીઠાશ, બોલનારના અવાજ અને ઉચ્ચારણ સાથે મળી એવી સરસ રીતે અનુભવાતી કે જાણે સાંભળ્યા જ કરીએ એવું થયા કરતું. પરંતુ શ્રી. મણિશંકર જાહેર પ્રવૃત્તિમાં બહુ મર્યાદિત ભાગ લેતા એટલે વકતા તરીકે સાંભળવાનો લાભ પ્રમાણમાં થોડો મળતો. છતાં પણ સારામાં સારા બોલનારા તરીકે તેમને પ્રશંસા અને માન ખૂબ મળ્યાં હતાં. ગદ્યના લેખક તરીકે પણ તેમને તેવું જ માન ઘટતું હશે. કદાચ, તેમની બધી કૃતિઓ પ્રગટ ન થાય ત્યાં સુધી તો જેટલું મળ્યું છે તેટલાથી જ સંતોષ માનવાનો રહે છે.

તે જ સમયના બીજા લેખક આપણા સદ્‌ભાગ્યે હજી આપણી વચમાં જ સાહિત્યપ્રવૃત્તિ સેવી રહ્યા છે. તે શ્રી. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર. તેમનાં ગદ્યલખાણુ ‘ પ્રયોગમાળા ’ નામે થોડાં પ્રકાશમાં આવ્યાં છે; પણ ઘણો મોટો ભાગ હજી માસિકની ફાઈલોમાં જ પડ્યો છે. તેમના ગદ્યલેખોમાં વિદ્વત્તા અને ઊંડું ચિંતન મુખ્ય ગુણો હોઇ સામાન્ય વાચકને ભારે લાગે તેવું તેમનું લખાણુ છે—અને કોઇ કોઇ વાર અણધાર્યા વાક્યવિપર્યય કે અર્થમરોડ આવી જતા હોવાને લીધે, ભારની સાથે કષ્ટબોધ્યતા પણ ભળે છે, છતાં બુદ્ધિને સતેજ રાખવામાં અને સમજશકિતની કસોટી કરવામાં તેમના લેખો સારા પ્રમાણમાં ઉપકારક બને છે. ખાસ કરીને, જ્યારે તેઓ વિવરણુ આપે છે અને અન્ય લેખકની ખૂબી અને ખામી સમજાવવા પ્રવૃત્ત થાય છે ત્યારે તેમનું ગદ્યલખાણુ સફળ રીતે અર્થવાહી અને યોગ્ય રીતે માર્ગદર્શક બની રહે છે. ‘કવિતાસમૃદ્ધિ’ના વિવરણુ જેવા અને ‘સાક્ષરજીવન’ના ‘પ્રવેશક’ જેવા બીજા લેખો તેઓ ઘણા ઘણા લખી કાઢે તો ગુજરાતને જ્ઞાનની અને ચર્ચાની કેટલી સરસ લહાણી મળે !

આ અને આવા બીજા લેખકો અને લખાણો સારા પ્રમાણમાં આપણને મળ્યાં છે; પરંતુ આંહીં ગદ્યલખાણુની વિગતવાર પિછાન આપવાનું નહિ, પણ ગદ્યના ઘડનારાઓની જ પિછાન આપવાનું રાખેલું હોવાથી, બધાં ગદ્યલખાણ માટે બોલવાનું બની શકતું નથી. છતાં ગદ્યભંડારને લગતી વાત હોઈ થોડી વિગત ઉપર આપી—તે ઉપરાંત પણ શ્રી. ભોગીન્દ્રરાવ, વિભાકર, રણજિતરામ, ચંદ્રશંકર પંડ્યા વગેરે ઘણા ઘણા લેખકોનો ઉલ્લેખ કરવા જેવું છે—તોપણ હવે તો તે વિગતને વિષયાન્તર ગણી, ગદ્યના ઘડતરમાં જેનો નોંધ લેવાલાયક હિસ્સો માનું છું તેવાને વિષે જ બોલવાનું રાખીશ.

તેવો હિસ્સો શ્રી. મોહનદાસ ગાંધી—મહાત્માજી—નો ઘણો મોટો છે એવો ઇસારો તો આગળ થઈ ગયો છે. પરંતુ તેમના ઉપરાંત શ્રી. આનંદશંકર

ફાળે ગદ્યના સ્વરૂપને સુસંસ્કૃત અને સુશ્લિષ્ટ બનાવવામાં બહુ સારો ફાળો આપ્યો છે એ નોંધતાં આનંદ થાય છે. શ્રી. આનંદશંકરભાઇનું લખાણ પુષ્કળ છે, છતાં તેમાંનું સારી રીતે પ્રચાર પામેલું તો 'ધર્મવર્ણન', 'નીતિશિક્ષણ', અને 'હિન્દુધર્મની બાળપોથી' એટલું જ કદાચ ગણાય. ગુજરાતી વાચકોના વિશાળ સમાજમાં સારી રીતે જાણીતાં થયેલાં આ ત્રણ પુસ્તકો ઉપરાંત 'વસંત'માંના કેટલાક લેખોનો 'આપણો ધર્મ' એ નામનો બહાર પડેલો સંગ્રહ પણ, બીજી આવૃત્તિ પામ્યો છે. એ બતાવી આપે છે કે આનંદશંકરભાઇના લખાણના વાચકો અને અભ્યાસીઓ ઠીક ઠીક વધતા જાય છે.

સંસ્કૃત શબ્દોનો ઉપયોગ મનસુખરામભાઈ કરતા, ગોવર્દ્ધનરામ પણ કરતા, બીજા લેખકો પણ પોતપોતાની મરજી અને શક્તિ પ્રમાણે કરે છે; પરંતુ તે બધાના તેવા શબ્દોના ઉપયોગ અને વાકયોમાં તેમના પ્રયોગ કરતાં શ્રી. આનંદ-શંકરભાઈના ઉપયોગ અને પ્રયોગ બહુ જૂદી પડતી રીતના છે. ભાષાને સંક્ષેપમાં ખૂબ અર્થવાહી બતાવવા માટે, અને છતાં નિરર્થક, આડંબરી કે જડબાંતોડ ન બને તેટલી કાળજી રાખીને, આનંદશંકરભાઈ 'વસંત'ની નોંધોમાં તત્ત્વચિંતનના લેખોમાં કે સાહિત્યસમાલોચનામાં સંસ્કૃત શબ્દો એવા તો યથાસ્થાન અને યથાર્થ વાપરે છે કે તેમનો વાપરેલો શબ્દેશબ્દ વાચક અને લેખક કાળજીથી સમજે અને ખંતથી પોતાનો કરી રાખે તો તેની વાણીમાં ભાષાનું સઘળું સામર્થ્ય આપોઆપ આવી જાય. શ્રી. આનંદશંકરભાઇનું સંસ્કૃત ભાષાનું જ્ઞાન એટલું ઊંડું અને વિશાળ છે કે તેમને બરાબર બંધબેસતા શબ્દો એકદમ જ મળી આવે છે; અને ગુજરાતીમાં તેવા શબ્દોથી ખૂબ સામર્થ્ય અને ખૂબ નવીનતા દાખલ થાય છે.

શ્રી. આનંદશંકરભાઈનો, 'સુદર્શન' અને 'વસંત'દ્વારા, ગુજરાતી લખાણમાં અવિરત પ્રવાહ ચાલુ જ રહ્યો છે. તે પ્રવાહમાં નાહ્યા નહિ હોય તેવાએ પણ ઊડેલા શીકરનો લાભ તો અવશ્ય લીધો હશે. ગદ્યના ઘડતરમાં શ્રી. આનંદશંકર-ભાઈનો ભાગ સદ્‌ભાગ્યે હજી ચાલુ છે અને આપણે ઇચ્છીએ કે તેમનાં બધાં જ લખાણો જો પુસ્તકારૂઢ થાય તો ગુજરાતી લેખકો અને વાચકો પર તેમની અસર વધારે વિસ્તૃત રૂપમાં થઈ શકે. આવો લાભ ગુજરાતને તુર્તમાં મળે એવી આપણી પ્રાર્થના છે.

આ બધા લેખકો, આગળ એકવાર કહેવાઇ ગયું છે તેમ, 'ભદ્ર' લોકોના જ ઉપકારક થયા છે. જનસમાજનો ઘણો મોટો ભાગ જે શિક્ષણ અને કેળવણીથી બેનસીબ રહ્યો છે, છતાં જેમાંથી થોડાઘણા તો વાચનનો શોખ

ટકાવી રહ્યા છે તેવાઓને ઊંચા વિચાર અને સારા સંસ્કાર સુલભ થાય તેવા પ્રયત્નો ખાસ રીતે કરવામાં આવ્યા હોય એવું થયું નથી. અલબત, 'ધિ ગુજરાતી' સાપ્તાહિક એક વખત તો એટલું બધું લોકપ્રિય થઈ પડયું હતું કે ઘણાં ગામોમાં તેનો પ્રચાર થયો હતો. નિશાળવાળાં તો લગભગ બધાં જ ગામડાંમાં તે પ્રવેશ પામ્યું હતું અને તે સાપ્તાહિક આવવાને દહાડે મહેતાજી, તલાટી કે બીજો જે કોઈ તે મંગાવતો હોય તેને ત્યાં વાચકો અને શ્રોતાઓની નાની સરખી મંડળી ભેગી થતી; અને એમ પણ કહેવું જોઈએ કે એકસરખી કાળજી રાખી, શુદ્ધ અને નિર્દોષ ભાષા 'ગુજરાતી સાપ્તાહિક' સિવાય બીજા કોઈ વર્તમાનપત્રમાં વપરાતી નહોતી. જનસમાજના વિચારોને કેળવવામાં આ પ્રમાણે 'ધિ ગુજરાતી'નો હિસ્સો નાનોસૂનો નહોતો. પણ કાળવિપર્યયના પલટાની એવી અસર થઈ કે તે સાપ્તાહિક હજુ ચાલુ છે છતાં, પહેલાં તેનો જેટલો પ્રચાર હતો અને તેનો પ્રભાવ પડતો તે તો ખૂબ જ કમી થઈ ગએલ છે.

'ગુજરાતી સાપ્તાહિક'થી વધારે વ્યાપક અને વિશુદ્ધ અસર જનતા પર પાડીને શ્રી. ગાંધીજીનાં 'નવજીવને' ગુજરાત સમસ્તમાં નવું જીવન જ રેડયું છે. તે 'નવજીવન' સાપ્તાહિકદ્વારા ગાંધીજીએ ગુજરાતી ગદ્યને એવો આકર્ષક, મોહક અને મનભર અવતાર આપેલો છે કે એકબે વીશી સુધી તો હવે ગુજરાતી ગદ્ય સુશ્લિષ્ટ, સુબદ્ધ, સુસ્પષ્ટ અને સુરેખ સ્વરૂપ મેળવી ચૂકેલું ગણાઈ રહેશે. ગુજરાતી સંસ્કારી લખાણ તો માત્ર ભણેલા જ વાંચે, માસિકો અને ગ્રંથોમાં જ સાક્ષરો માટે અને સાક્ષરોથી જ લખાય, એવો ભ્રમ દેશમાં વ્યાપી રહ્યો હતો તે એકદમ જ દૂર થઈ ગયો. 'નવજીવન'માં ગાંધીજી લખે તેટલા ઉપરથી જ તેમને સાક્ષર ગણવા કોઈ આનાકાની કરે, તો તેવાની સાથે ચર્ચા કરવા માટે સમય ગાળવાની પણ ભાગ્યે જ જરૂર ગણાય. જેમણે ગુજરાતી પુસ્તકોનો પરિચય ખૂબ સેવ્યો છે તેમ જણાઈ આવે છે, જેમણે ગુજરાતીનાં સારામાં સારાં પુસ્તકોનો રહસ્યગ્રાહી અભ્યાસ કર્યો છે, જેમણે અંગ્રેજી સાહિત્યની સાથે પણ ખૂબ નિસ્બત રાખેલી છે, જેમનો સંસ્કૃત અને હિન્દી સાથેનો પરિચય પણ કાંઈ જેવો તેવો નથી, અને બધાથી વધારે, જેમનામાં પ્રભુએ ઊંચી લાક્ષણિક દૃષ્ટિ, ઉત્તમ કક્ષાનો વિવેક, અને બુદ્ધિ અને કલ્પનાના આપણને વિસ્મય પમાડે તેવા પ્રકૃષ્ટ ગુણો મૂકેલા છે તેવા વાચક, વિચારક અને લેખકને 'સાક્ષર' વિશેષણ લગાડો કે ન લગાડો, પણ તે વ્યક્તિ ઊંચામાં ઊંચી સાક્ષરતાથી પરિપૂર્ણ છે એ તો જગતને સ્વીકારવું જ પડે તેવું છે.

ગાંધીજી હિન્દમાં આવ્યા ત્યારે કાંઈ એકલા વાચક અને વિચારક જ નહોતા. તેઓ તો લાંબા કાળથી ગુજરાતીમાં લેખક પણ હતા. અલબત્ત, 'ધિ ઈન્ડિયન પેટ્રિયટ'માં તેમનાં લખાણની શરૂવાત થઈ ત્યારે તો, તેમનો હમેશનો આગ્રહ છે તેમ, પોતે જાણે તે બીજાને જણાવવા જેટલો જ હતો. આફ્રિકામાં–ગુજરાતી સંસ્કાર અને ગુજરાતી સાહિત્યથી વિખૂટા પડેલા તે દૂરના પ્રદેશમાં–તેમનો વિચાર ગુજરાતી વાંચનારાઓને ગુજરાતીદ્વારા ખૂબ સામાન્ય જ્ઞાન આપી, ગુજરાતી ભાષાની જ્યોત સળગતી રાખવી એવો જ હોવો જોઈએ; અને એ કામમાં, તેમની સ્વાભાવિક પ્રકૃતિ અને રીતિ પ્રમાણે, સીધી વાત સીધેસીધી રીતે જ કહેવી અને અત્યંત સરળ અને સીધી રીતે જ લખવું એ જ ધોરણ રાખેલું હતું. મેથ્યુ આર્નોલ્ડ (કે કોઈ બીજો અંગ્રેજ લેખક) ક્યાંક કહે છે તેમ, 'પોતાને કહેવાનું શું છે તે નક્કી કરી સ્પષ્ટ અને સીધી રીતે જ તે કહી નાખવું' એવો જ ગાંધીજીનો રિવાજ હશે એમ લાગે છે. પરંતુ આ પ્રમાણે સીધી રીતે કહેવાની આવડત–સફળ રીતે સીધેસીધું કહેવાની આવડત–પ્રભુએ ઘણા થોડાને આપેલી હોય છે.

ગાંધીજીએ તો તે જ રીતથી, પોતાનું લક્ષ્ય સીધામાં સીધી રીતે કેમ પ્રાપ્ત કરી શકાય એ જ લક્ષ રાખેલું છે. તેમની 'આત્મકથા' જુઓ, 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' જુઓ, તેમના 'નવજીવન'માંના લેખો જુઓ–એ જ વાત પ્રગટપણે આપણે જાણી શકીએ છીએ કે ગાંધીજીને જે કાંઈ કહેવું છે એ તદ્દન સીધી અને સાદી રીતે જ કહી નાખે છે. પરંતુ પ્રભુએ તેમની વાણીમાં પ્રભાતની ઉત્તેજક મીઠી મધુરી લહરીના જેવી, એવી તો અજબ શક્તિ મૂકી છે કે તે શક્તિનું વર્ણન કરવું એ પણ સાધારણ શક્તિથી પર છે–પ્રભાતની લહરીનો આનંદ અનુભવથી જ જાણી શકાય–વાણીથી નહિ–તેમજ ગાંધીજીની વાણીનો આનંદ વાંચીને જ માણી શકાય. વાણીમાં મીઠાશ છે એટલું જ નહિ, તેમની વાણીમાં કાંઈક અનિર્વર્ણનીય પ્રતાપ છે. અલબત્ત, તે પ્રતાપ છે તે મનનો અને મગજનો જ નહિ, પણ સમગ્ર આત્માનો પ્રતાપ છે. જેના આત્મામાં પ્રતાપ ન હોય તેની વાણીમાં તેવો પ્રતાપ હોઇ શકે નહિ.

ગુજરાતી ગદ્યમાં તેવો–ઉપર કહ્યું તેવો–અનિર્વર્ણનીય પ્રતાપ આવવાથી, સાધારણમાં સાધારણ જ્ઞાનવાળાને પણ ગાંધીજી ઊંચી ભાવનાઓ સમજાવી શકે છે. ગાંધીજીનાં લખાણ વાંચ્યા પછી જ ગુજરાતીઓ આ વાત સમજી–સ્વીકારી શક્યા. નહિતર તો, ગુજરાતી ભાષા પોચી છે, તેમાં પૂરતા શબ્દો નથી, તેમાં જોશ નથી, તેમાં માલ જ નથી, એવા આક્ષેપો ગુજરાતી ભાષા પર વારંવાર થયા

કરતા. પરંતુ ગાંધીજીના લેખો એક પછી એક બહાર પડતા ગયા, તેમતેમ ગુજરાતીઓ જોતા ગયા કે ગુજરાતી ભાષામાં પ્રતાપ છે, જોશ છે, વેગ છે, દિલ હલાવી નાખે તેવું સામર્થ્ય છે, મન-મગજ-ને વાજબી ક્ષોભ આપી શકે તેવું બળ પણ છે. જે જે શક્તિઓ આજ સુધી સૂતેલી પડી હતી તે બધી શક્તિઓ જાગ્રત બની ગઈ-જ્યારે જેવું કામ હોય ત્યારે તેવી શક્તિ મેળવી શકાય છે એ ગુજરાતીઓએ જાણ્યું. સિન્ધુતીરે દૂર દૂરના ઝાડ નીચે કુદરતી સૌંદર્યની વાનગી પીરસાઈ હોય, લોકોની હિમ્મત કેટલી ઘટી ગઇ છે અને તેઓ કેવા નિર્વીર્ય થઇ ગયા છે અને તેથી મરવાનો કેટલો ભય લાગી રહ્યો છે એ લખી ગુજરાતીઓને મરણભયથી ઉદ્ધારવાના હોય, સખતમાં સખત મુશ્કેલીઓ સામે અડગ ધૈર્ય રાખી કર્તવ્ય ખાતર સર્વનાશનો નિશ્ચય કરાવવાનો હોય: જૂદી જૂદી જાતના પ્રસંગો હોય તે બધાને સરસમાં સરસ અને સફળમાં સફળ રીતે પાર ઉતારવા, જેવી વાણી જોઇએ તેવી વાણી, ગાંધીજીને હંમેશાં સુલભ જ થઇ રહી છે.

ગદ્યસ્વરૂપે આ વાણી અવતાર પામતી હોવાથી ગુજરાતી ગદ્યને જાણે નવો અવતાર જ મળ્યો હોય, એકદમ નવો જ અવતાર મળ્યો હોય કે ન મળ્યો હોય, પણ એટલું તો ખરું જ કે, સ્વર્ગગામી કલ્પનાપ્રદેશોમાં વિહાર કરનાર, તારાઓનાં ઝુંડનાં ઝુંડમાં થઇને પોતાનો રસ્તો કરનાર, અને ઊંચે જોતાં ડોક દુઃખી થાય એવા આકાશમાર્ગે વિહરનાર આપણી ગુજરાતી ગદ્યગંગાને ગાંધીજીએ પોતાના તપથી અને પોતાના સામર્થ્યથી અવનિ પર ઉતારી છે-તેનાં પાણી સર્વને માટે સુલભ બનાવ્યાં છે, તેનો પવિત્ર પ્રવાહ અસ્ખલિત રીતે આપણી સર્વની વચ્ચેથી વહેતો કર્યો છે; સ્વર્ગની તે મન્દાકિની પૃથ્વી પરના સર્વ જનને સહેલાઇથી શુદ્ધિ અને જીવન અર્પી રહે તેટલી બધી તેને આપણી નજીક લાવી મૂકી છે.

ગુજરાતી ગદ્યને ઘડનારા ભલે આપણે થોડા ગણીએ, પણ તેને સેવનારા તો આપણને વખતે વખતે મળ્યા કર્યા છે. તેવા થોડાની નોંધ લેવાઈ છે, પણ તે લેખકો પછી પણ ગુજરાતી ગદ્યનો પ્રવાહ, કલ્લોલ ઉછાળતો અને મધુર ઝંકારથી ગુજરાતી જીવનને આનંદપૂર્ણ બનાવતો વહ્યા જ કર્યો છે. આ ગદ્ય-પ્રવાહનાં પૂર અમુક અમુક અંતરે સ્વરૂપ અને સમૃદ્ધિમાં પ્રગતિ કરતાં આપણે જોઈ શકીએ છીએ. જોકે ગદ્યની વિવિધ પ્રકારની ખીલવણી હજી પણ પ્રારંભ દશામાં જ છે, તોપણ નવલકથાના પ્રકારની વાત કહીએ તો તો આપણને કાંઈક સંતોષ મળે તેવી પ્રગતિ માલૂમ પડે છે. સમયથી ગણતરી કરીએ તો વીશબાવીશ વર્ષે આપણને એકએકથી ચડિયાતી ન કહીએ તોપણ અન્યાન્ય પ્રકારનાં મનનવાચન રજૂ કરે તેવી નવલકથા આપણને મળતી રહી છે. ઈ. સ.

૧૮૬૬–૬૭ માં આપણી પહેલી સુંદર સર્વપ્રિય નવલકથા 'કરણઘેલો' મળ્યા પછી લગભગ વીશ વર્ષે ઈ. સ. ૧૮૮૭ માં 'સરસ્વતીચંદ્ર' જન્મ લે છે. ત્યાર પછી પાછો વીશ વર્ષનો ગાળો પૂરો થાય છે નથી થતો ત્યાં શ્રી. ભોગીન્દ્રરાવનું 'ઉષાકાન્ત' બહાર પડે છે.

અલબત્ત, 'સરસ્વતીચંદ્ર'ના બહાર પડ્યા પછી તેને પડછે નાખે તેવું પુસ્તક તો હજી આજે એટલે કે પચાસ વર્ષ પછી પણ આપણને મળી શક્યું નથી એ તો ખરું જ છે. તોપણ શ્રી ભોગીન્દ્રરાવનાં પુસ્તકો 'સરસ્વતીચંદ્ર'નાં વાંચનથી રસમય વાંચનનો શોખીન થઈ ગયેલો વર્ગ બહુ ઊંચી પ્રતિના ભાવથી નહિ વાંચતો હોય, તોપણ તે બધાં જ પુસ્તકો ગુજરાતના સામાન્ય વાચકવર્ગમાં, નવલકથાભૂખ્યા સમાજમાં સારો સત્કાર પામ્યાં હતાં. 'સરસ્વતીચંદ્ર'થી વાતાવરણ એટલું બધું 'સરસ્વતીચંદ્ર'મય બની ગયું હતું કે આવા સાધારણ જનતાને પ્રિય બનતા પ્રયાસોની નોંધ પણ લેતાં, સરસ્વતીચંદ્રની 'સરસ્વતીચંદ્રમયતા' ને કાંઈક ઓછપ લાગે. ગદ્યસમૃદ્ધિમાં ભલે સંભારી રાખવાલાયક હિસ્સો ન ગણીએ તોપણ શ્રી. ભોગીન્દ્રરાવ અને તે સમયના તેવા બીજા લેખકો શ્રી. રામમોહનરાય દેસાઈ, 'અલક્ષ્યજ્યોતિ'ના લેખક અને એવા બીજાએ જૂદી જૂદી પ્રતિનું વાંચન પૂરું પાડવા જેટલું તો કામ ગુજરાત માટે કર્યા જ કર્યું છે.

શ્રી. ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ તરફથી 'ગુજરાતી પ્રેસ'માંથી પ્રગટ થતાં, કોઈ કોઈ વ્યક્તિએ પોતે જ બહાર પાડેલાં, અથવા તો કોઈ સંસ્થાએ છપાવેલાં એવાં પુસ્તકોનો જથ્થો તો ખૂબ વધ્યા કર્યો છે–અને તેમાં 'ચન્દ્રકાન્ત', 'કુસુમાવલિ', 'હિન્દ અને બ્રિટાનિયા', 'કૃષ્ણચરિત્ર', 'એમ. એ. બનાકે', 'પ્લુટાર્કનાં જીવનચરિત્રો'–એવાં એવાં સારાં સારાં પુસ્તકો પણ ઠીક પ્રમાણમાં ગુજરાતને મળ્યાં છે.

જીવનચરિત્રોમાં 'ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર', 'અબ્રાહામ લિંકન', 'જ્યોર્જ વૉશિંગ્ટન' વગેરે ગણાવી શકાય અને 'શ્રીયુત ગોવર્દ્ધનરામ' તો તે જાતનાં પુસ્તકોમાં સર્વશ્રેષ્ઠ ગણાય તેવું પણ આપણને મળ્યું છે. આ ઉપરાંત પણ સ્વ. શ્રી. ચંદ્રશંકર પંડ્યા, મોહનલાલ પાર્વતીશંકર દવે વગેરેએ પણ ગુજરાતી ગદ્યને સારી રીતે ખેડ્યું છે. પણ તેવા બધા લેખકોની નોંધ તો આંહીં ક્યાંથી લઈ શકાય ? આંહીં તો માત્ર એટલું જ કહેવાનું છે કે ગુજરાતી ગદ્યમાં વીશપચીશ વર્ષે એકેક સારો લખનાર આપણને મળતો જ રહ્યો છે. શ્રી. ભોગીન્દ્રરાવને તે

ઊંચું સ્થાન કદાચ ન મળે, પણ તેમની પછી સાતઆઠ વર્ષે જ—એટલે 'સરસ્વતીચંદ્ર' પછી વીશપચીશ વર્ષે એક સમર્થ લેખક આપણને અવશ્ય મળ્યો છે.

તે લેખકને પણ 'સરસ્વતીચંદ્ર'ની અસર સારા પ્રમાણમાં થઈ છે એમ કોઈનું માનવું છે. તેવી અસર હો કે ન હો એ વાત મહત્ત્વની નથી. એક પ્રતિભાપૂર્ણ, પ્રખર, પ્રતાપશાલી લેખકની ગરમી અને તેનું તેજ બધાને જીવન અને પ્રકાશ આપે એ તો માત્ર સ્વાભાવિક જ છે; અને તેવા પ્રકાશથી દેદીપ્યમાન થતા બીજા લેખકો પોતપોતાના અભિલાષો પૂરા કરતાં કરતાં તે પ્રકાશના દેવાદાર બને તો તેમાં કાંઈ નાનમ જેવું તો નથી જ. ઊલટું, તેવા સમર્થ લેખકથી પણ આગળ વધી જ્યારે કાંઈક નવીનતા બતાવી શકે છે ત્યારે તે નવા લેખક માટે અવશ્ય માન અને પ્રેમ ઉત્પન્ન થાય છે. તેવું માન શ્રી. મુનશી સમસ્ત ગુજરાત પાસેથી પામ્યા છે અને તે તેમનો હક્ક જ છે.

મુનશીના ગદ્યમાં મોટામાં મોટો ગુણ તે તેની સરળતા. કોઈ ડુંગરાઉ નદીના પાણીમાં જેવી નીતરી—નિર્મળ પારદર્શક સરળતા હોય છે તેવી, વસંતને અંતે મલય તરફથી આવતી સતત ગતિની મનોહર મંદ મંદ લહરીમાં હોય છે તેવી, સ્ખલનકુંઠનના અત્યંત અભાવવાળી વિશ્વચક્રોની શાંત સરણિમાં હોય તેવી, અજબ, ખરેખર અજબ કહીએ તેવી સરળતા છે. એક શબ્દ અજાણ્યો નહિ, છતાં અજાણ્યા—અણઉકલ્યા ભાવને અત્યંત સ્પષ્ટ રૂપમાં વ્યક્ત કરે તેવી ભાષા, એકે પ્રયોગ દુષ્ટ નહિ, છતાં અર્થને સત્વર સ્ફુટ કરે તેવી વાક્યરચના, ક્યાંય પણ ક્લિષ્ટતા કે દુર્બોધ્યતા ન જ આવે તેવી વિશદ—સીધી શૈલી: ગુજરાતી ભાષામાં આવું સામર્થ્ય છે અને આવી અર્થવ્યક્તિની શક્તિ છે એ, જેમ ગાંધીજીએ એક રીતે બતાવ્યું, તેમ શ્રી. મુનશીએ બીજી રીતે બતાવ્યું. 'સરસ્વતીચંદ્રે' સંવાદ અને સંભાષણમાં રસ અને નવીન આકર્ષણ ઉમેર્યાં; પણ છતાં તે સંવાદોમાં પણ આવી શક્યાં નથી એવાં—મોહક ચટક અને આકર્ષક ચમક મુનશીના સંવાદોમાં આપણે જોઈ શકીએ છીએ.

શ્રી મુનશીના ગદ્યમાં સૂર્યનો પ્રચંડ પ્રતાપ ભલે ન હો, પણ તેમના ગદ્યમાં રાતદિવસ ચમક્યા કરતા તારલાઓના ચમકારા—શેલી કયંક એક સરખામણી મૂકે છે તેમ—તારાઓના ખોબલા ને ખોબલા ભરી ભરી, તેને ભેગા કરી ખાંડી નાખ્યા હોય તો તેમાંથી જેવાં ચમકદાર પ્રકાશકિરણો દિશાઓને ઝાકઝમાળ બનાવી દે, તેવી સ્પષ્ટ અસર શ્રી. મુનશીના ગદ્યથી થઈ જાય છે. જે વર્ણન માટે બીજા લેખકો કદાચ અલંકારપરંપરાની મદદથી બેચાર પાનાંની

જરૂર માને, તે જ વર્ણન શ્રી. મુનશી પાંચસાત સીધાં સરળ સુંદર વાક્યોથી કરી શકે છે, અને તે વર્ણનથી ઉત્પન્ન થતું ચિત્ર એવું સ્પષ્ટ અને ચિરસ્થાયી બની રહે છે કે વાચકની સ્મૃતિ પરથી તે કદી જ ભૂંસાતું નથી.

શ્રી. મુનશ્રીના ગદ્યના ગુણદોષની કદર તો ગદ્યલેખકોની સમાલોચનાનો પ્રસંગ હોય ત્યાં થઇ શકે. આંહીં તો ગદ્યના સરસ લખનારાઓની આંગળીચીંધ નોંધ જ લેવાની હોય.

૧૯૧૫–૧૬ માં શ્રી. મુનશીનાં લખાણ સુજ્ઞાત થઇ ગયાં ગણીએ તો ત્યાર પછી પૂરાં વીશ વર્ષ ન ગયાં તેટલામાં તો શ્રી. રમણલાલ ગુજરાતની પ્રશંસા પામવા લાગ્યા. તેમના વિષયો, તેમના ઉદ્દેશો, અને તેમની લેખનધાટી શ્રી. મુનશીથી સારી પેઠે જૂદાં પડતાં છે. શ્રી. ગોવર્દ્ધનરામ અને શ્રી. મુનશીમાં જેટલું મોટું અંતર છે તેટલું તો કદાચ શ્રી. મુનશી અને શ્રી. રમણલાલમાં નહિ માલૂમ પડે–પરંતુ જેમ ઊંચા આદર્શ, સંસ્કારી વાતાવરણ, ભૂતકાળનો શ્રદ્ધાભર્યો અભ્યાસ અને તેને રહસ્યગ્રાહી દૃષ્ટિથી સમજવાનો આગ્રહઃ એ બધાં શ્રી. ગોવર્દ્ધનરામમાં હતાં તેથી જૂદી જ જાતનું વાતાવરણ–વાસ્તવવાદને નામે બીનજવાબદારી પ્રસારી દે તેવા વિષયો, ભૂતકાલને પોતાની ઈચ્છાનુસાર ઉપયોગમાં લેવાની અત્યંત અવિશ્વસનીય ભાવના અને જૂનાના સારા અંશો સમજી તેથી જગતને દોરવાને બદલે જૂનામાં પણ દુષ્ટ અંશો હતા એટલે જગત હમણાં પણ દુષ્ટ બને તો તેમાં માત્ર કુદરત જ તેને દોરે છે એવા અભિપ્રાયો વાતાવરણમાં ફેલાવી, જે વિચિત્ર પ્રતિની નવીનતાથી ગુજરાત અંજાઇ જતું લાગતું હતું તે અંજન દૂર થવું જોઇએ એવી મનોવૃત્તિથી પ્રેરાયેલાં શ્રી. રમણલાલનાં લખાણો ગુજરાતમાં ઠીકઠીક વિચારપલટો લાવવા મંડ્યાં અને જે સત્કાર તેમનાં પુસ્તકોને મળ્યા કરે છે તેથી માનવું જોઇએ કે વાચનારાઓ પણ તેમના જેવાના વિચારો જાણવા તૈયાર છે. શ્રી. રમણલાલે થોડીક સારી કૃતિઓ અવશ્ય આપી છે, અને હજુ પણ આપણને વધારે ને વધારે સારી કૃતિઓ આપી, આપણા ગદ્યભંડારમાં ખૂબ ઉમેરો કરશે એવી આશા છે.

આવા સ્પષ્ટ વ્યક્તિત્વવાળા લેખકો ઉપરાંત પણ આપણને તેમના જેવા જ લાક્ષણિક ગદ્યના લખનારા બીજા પણ–લગભગ તેવા જ વ્યક્તિત્વવાળા–મળ્યા કર્યા છે. ખાસ કરીને 'નવજીવન મંડળ' આપણે જેને કહી શકીએ તે 'નવજીવન મંડળ'માં કાકા કાલેલકર, મશરૂવાળા, મહાદેવ દેસાઇ, અને વાલજી સુંદરજી એ નામ એકદમ જ હોઠે આવી જાય તેવાં છે. તેમાંના છેલ્લા ભાઇ વાલજીએ

પ્રમાણમાં ઘણું થોડું લખ્યું છે; પણ મનઃસુખરામભાઈને ગુજરાતી ગદ્યને અમુક સ્વરૂપ આપવાનો આગ્રહ હતો તેમ વાલજીભાઈને પણ ગદ્યના અમુક સ્વરૂપ માટે બહુ આગ્રહ છે. જોડણીની બાબતમાં શ્રી. નરસિંહરાવ જેમ પોતાની જ જોડણીને વળગી રહેતા તેમ શ્રી. વાલજીભાઈ પણ પોતાની જ જોડણીને વળગી રહે છે. પરંતુ વાલજીભાઈની જોડણીનું સ્વરૂપ શાસ્ત્ર કરતાં ઉચ્ચાર પર વધારે આધાર રાખે છે અને પ્રાંતિકતાને અને ગ્રામપ્રયોગને દાખલ કરવા ધારે છે.

પરંતુ શાસ્ત્રને આધારે સિદ્ધ કરેલી શ્રી. નરસિંહરાવની જોડણી પણ સંપૂર્ણ સ્વીકાર ન પામી, તો શ્રી. વાલજીભાઈની જોડણી તો સ્વીકાર ક્યાંથી જ પામે ? મનઃસુખરામભાઈનો ખૂબ આગ્રહ હતો છતાં તેમની રીતે તો ગુજરાતી ભાષામાં કાંઈ ફેરફાર પડી શક્યો નહિ. વાતાવરણના પ્રભાવથી સામાન્ય લેખકવાચકના ધોરણને અનુસરતાં ગુજરાતી ભાષામાં પુષ્કળ સંસ્કૃત શબ્દો દાખલ થઈ ગયા એ ખરું, એ પ્રમાણે નૂતનતાથી મુગ્ધ બની, અર્થવાહક હોય ત્યારે જરૂરના ધારી, અને લેખ અને લેખકને અનુકૂળ હોઈ, પ્રાંતિક અને ગ્રામરૂઢ શબ્દો થોડાઘણા દાખલ થાય એ બનવાજોગ છે–એમ તો શ્રી. બળવંતરાય ઠાકોર પણ વપરાશમાંથી બાતલ થયેલા અને તેથી અજાણ્યા થઈ ગયેલા કેટલાક શબ્દોને વખતો વખત વાપરે છે, અને તેવા શબ્દોથી અર્થ અને ભાવ બતાવવામાં સારી અનુકૂળતા થાય છે એમ માને છે. પણ આવા વપરાશથી તે શબ્દો ચલણી સિક્કા જેવા થઈ જાય કે ભાષાના ભંડારમાં જરૂરનો વધારો કરે એવો સંભવ થોડો છે. આવા શબ્દો વાપર્યા કરી ગદ્યસ્વરૂપને જૂદી રીતે ઘડવાનો શ્રી. વાલજીભાઈનો આગ્રહ, ગદ્યદેહમાં કાંઈ ફેરફાર કરી શકશે એમ અત્યારે તો લાગતું નથી.

પરંતુ આ એક પ્રયોગ સિવાય, ગદ્યના સ્વરૂપમાં બહુ ફેરફાર કરી નાખે–કરવા ઈચ્છતા હોય અને કરવાનું સામર્થ્ય હોય તેવા લખનારાઓ દૃષ્ટિગોચર થતા નથી–જોકે ગદ્યને સફળ રીતે વાપરી, આપણી ગદ્યસમૃદ્ધિમાં મૂલ્યવાન ઉમેરો કરનારા તો સારા પ્રમાણમાં દૃષ્ટિગોચર થયા જ કર્યા છે.

આવા લખનારાઓમાં શ્રી. મહાદેવ દેસાઈ ખાસ નોંધ માગી લે તેવા વ્યક્તિત્વવાળા છે. એક રીતે જોઈએ તો શ્રી. મહાદેવભાઈએ આત્મત્યાગના ઊંચા આદર્શને વળગી રહી, પોતાના સ્વતંત્ર લખાણને માટે દરકાર ન કરી, ભાષાંતર કરવામાં જ પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કર્યો છે. તે કામમાં તેમને પ્રભુદત્ત બક્ષીસ ઊંચા પ્રકારની છે એમ 'ચિત્રાંગદા'ના ભાષાંતરથી જાણવામાં આવ્યું હતું

અને પછી તો તેમનાં ભાષાંતરની પિછાન ગુજરાતને રોજેરોજ જ મળતી રહી છે એમ કહીએ તો ચાલે. ‘સત્યાગ્રહની મર્યાદા’ વિષે તો આગળ ઉલ્લેખ થઇ ગયો છે. અંગ્રેજીમાં પણ દુર્બોધ અને તાત્ત્વિક મનાતા તે પુસ્તકને ગુજરાતીમાં આણવાનું બહુ જ મુશ્કેલ ગણાય–પણ તે મુશ્કેલીને તરી જઇ મહાદેવભાઇએ એવા યથાયોગ્ય અને સુઘટિત સ્વરૂપમાં તે પુસ્તકને ઊતાર્યું છે કે તેવી કૃતિને એક ચમત્કાર જ કહેવાય. બાણભટ્ટની ‘કાદમ્બરી’ ગુજરાતમાં લાવી શ્રી. છગનલાલ પંડ્યાએ ચમત્કાર કરી બતાવ્યો હતો તેવો જ આ બીજો ચમત્કાર શ્રી. મહાદેવભાઇએ કરી બતાવ્યો છે. ‘ગુજરાતી કાદમ્બરી’ને પાઠ્યપુસ્તક તરીકે સ્વીકારવા કોઇક કદાચ ન ઇચ્છે, પણ ‘સત્યાગ્રહની મર્યાદા’ તો તે માટે બહુ આવકારદાયક અને ઊંચી કોટિનું પુસ્તક ગણી શકાશે. એકવાર કહેવાઇ ગયું છે છતાં પુનરુક્તિનો દોષ વહોરી લઇને પણ કહેવાનું મન થઈ જાય છે કે ‘સરસ્વતીચંદ્ર ચોથો ભાગ’, ‘સાક્ષરજીવન’, ‘સિદ્ધાન્તસાર’, ‘સત્યાગ્રહની મર્યાદા’ જેવાં ઊંચી લાયકાતવાળાં પુસ્તકો હમણાં હમણાં ભૂલાતાં જણાય છે. તેવાં પુસ્તકો શિક્ષણના ઉપલા વર્ગોમાં કેમ સ્વીકાર નહિ પામતાં હોય એ સમજી શકાતું નથી.

ભાષાંતરકાર સ્વતંત્ર લેખકથી વધારે નહિ તો તેના જેટલા જ માનને પાત્ર છે એ આપણને શ્રી મહાદેવભાઇ જેવાનાં ભાષાંતરોથી સમજાય છે. સંસ્કૃત નાટકોમાં જેમ શ્રી. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે ઊંચી પ્રતિની લાયકાત બતાવી કવિ કરતાં પણ મોટું સ્થાન ભોગવ્યું છે તેમજ, મહાદેવભાઇ પણ ગદ્યલેખક તરીકે મૂળલેખક કરતાં પણ મોટા સ્થાનને યોગ્ય છે; ગુજરાતે તે વાત હર્ષભેર સ્વીકારવી ઘટે છે.

મહાદેવભાઇએ ભાષાંતરોથી ગદ્યભંડારની સમૃદ્ધિમાં ઉમેરો કર્યો છે તેમ શ્રી કિશોરલાલે ચિંતનશીલ અને વિચારપ્રેરક પુસ્તકોથી ગુજરાતી વાચકોને સારો લાભ આપ્યો છે. ‘કેળવણીના પાયા’, ‘જીવનશોધન’, ‘ઊધઇના જીવન’નું છેલ્લું પ્રકરણ–એ લખાણ તેમની તાત્ત્વિક ચર્ચાની અને ચિંતનાત્મક પ્રકૃતિની ઊંચી કોટિની સાક્ષી પૂરે છે. શ્રી. મણિલાલ નભુભાઇ અને આનંદશંકરભાઈ પછી માનસશાસ્ત્ર, ચેતનશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોપર પંડિતભોગ્ય અને શિક્ષણયોગ્ય લેખોના લખનારા ઘણા થોડા છે–અને જે છે તે બધામાં શ્રી. કિશોરલાલ ઊંચા આદરને પાત્ર છે.

શ્રી. કિશોરલાલ જ્યારે જીવનના શોધનમાં અને તત્ત્વના જ્ઞાનમાં રમી રહ્યા છે ત્યારે શ્રી. કાલેલકર ‘જીવનનો આનંદ’ ભોગવતા ભોગવતા બીજાને પણ તે આનંદની લહાણી કરી રહ્યા છે. તેમના લેખો જીવનમાં રસ, જીવનમાં આનંદ,

જીવનમાં વિકાસ, જીવનમાં જ્ઞાન કેમ મેળવી શકાય એ બતાવી, જીવનને ખરી રીતે જીવતાં શીખવનારા છે. તેમનું ગદ્ય જરાપણુ ભારે નહિ હોવા છતાં સારી પેઠે શિષ્ટ કોટિનું અને મિષ્ટ શૈલીનું છે. વિચાર અને તર્કના સુંદર મિશ્રણુવાળું અને લખાણુની ચોખવટ અને મીઠાશથી ભરેલું, વર્ણનોમાં તાદૃશતા અને તેજ, ચર્ચામાં રસિકતા અને રહસ્યપ્રવેશ, અને હકીકતમાં તટસ્થતા અને સંક્ષેપઃ આવા આવા ગુણોથી ભરેલું તેમનું ગદ્ય વાંચતાં વાંચતાં આપણુને જાણે કવિતાના પ્રદેશમાં લઈ જતું હોય એમ લાગે છે. કલ્પના, શબ્દપસંદગી અને ભાવમયતાના સંભારથી ગદ્યને પણુ કવિતા બનાવી દેતું તેમનું ગદ્ય, ગુજરાતી ગદ્ય લખાણુમાં સરસ ભાત પાડતું હજી વહ્યું રહ્યું છે. જીવનના નિત્યના સામાન્ય પ્રસંગોમાંથી આનંદ જોઈ લેવાની તીક્ષ્ણુ દૃષ્ટિ અને તે આનંદને ઉદાર હૃદયે અને બહોળે હાથે બીજાને અનુભવાવવા માટે તેમની એક પછી એક લખાતી લેખપરંપરા, સાધારણુ પ્રસંગોમાંથી ખરું સત્ત્વ ખેંચી કાઢવાની તેમની બુદ્ધિની તીવ્રતા અને તે સત્ત્વને મનભર રીતે રજૂ કરવાની તેમની કળાઃ એ બધા ગુણો કાલેલકરને સમર્થ ગદ્યલેખક તરીકે સારી પ્રતિષ્ઠા અપાવી રહ્યા છે; અને જેમ જેમ સમય જતો જાય છે તેમ તેમ તેમની પાસેથી વધારે ને વધારે સારું વાચન મેળવવાની આશા આપી રહ્યા છે.

ગદ્યના આવા પીઢ અને પ્રૌઢ લેખકો ગુજરાતને મળ્યા કર્યા છે એ એક શુભ ચિહ્ન જ છે. જોકે, જગતમાં કે હિન્દમાં તો શું પણુ ગુજરાતમાં પણુ સર્વશ્રેષ્ઠ ગણુાય, અત્યંત ઉચ્ચ કોટિના સત્ત્વથી વિભૂષિત જ હોય તેવાં લખાણુ તો હમણું આપણુને મળતાં નથી, તોપણુ જે લેખકસમાજ ગુજરાતને પોતાની પ્રસાદી ધરી રહ્યો છે એ કાંઈ ઓછી કદરને પાત્ર તો નથી જ.

ગદ્યદ્વારા ગુજરાતને જ્ઞાન અને આનંદની લહાણી આપનારા ઉપર ગણુાવ્યા તે ઉપરાંત પણુ બીજા ઘણા છે. ખાસ કરીને ટૂંકી વાર્તા—નવલિકા—દ્વારા ગદ્યલેખનમાં સકળ ગુજરાતમાં ખૂબ પ્રિય થઈ પડેલા સફળ લેખક શ્રી. 'ધૂમકેતુ', 'દ્વિરેફ' તખલ્લુસથી જાણીતા વાર્તાલેખક, 'સ્વૈરવિહારી' નવી પ્રતિની જ લેખધારાથી સૌનું ધ્યાન ખેંચનારા, વિદ્વત્તા અને પાંડિત્ય માટે ખૂબ પ્રતિષ્ઠા પામેલા 'પ્રસ્થાન'ના તંત્રી શ્રી રામનારાયણુ વિશ્વનાથ પાઠક, 'કૌમુદી' અને 'માનસી'વાળા શ્રી વિજયરાય, 'વીર નર્મદ' અને તાજેતરમાં 'સાહિત્યસમીક્ષા'થી જેની વિવેચનશક્તિ અને લેખનકળા પ્રત્યક્ષ થયાં છે તે શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ, શ્રી. નવલરામ ત્રિવેદી, 'સોપાન' વગેરે ઘણા ઘણા લેખકો ગુજરાતના ગૌરવને વધારવા મથી રહ્યા છે. એ બધામાંથી ગદ્યસ્વરૂપ પર કાયમી અસર મૂકી જનાર કોઈક તો અવશ્ય નીકળી આવશે. 'સૌરાષ્ટ્રની રસધાર'વાળા શ્રી. મેઘાણી, અને 'દેશદિવાન', 'ત્રિલોચન',

'કોરીકિતાબ', 'ભૂતકાળના પડછાયા' વગેરેના લેખક શ્રી. ગુણવંત આચાર્ય પણ આ નામાવલિમાં અવશ્ય નોંધ લેવાલાયક ગણવા જોઇએ.

શ્રી. મેઘાણીએ લોકકથાનો પુનરુદ્ધાર કરવામાં એવી સરસ કીર્તિ મેળવી છે કે તેમનાં લખાણ વધારે ને વધારે પ્રચલિત થતાં જશે તેમ, ગદ્યના સ્વરૂપને કદાચ કાંઇક અસર થાય તો નવાઇ ન લાગે. એકદેશી લખાણ અને એકધારી શૈલી શ્રવણ વખતે મનોગમ અને અભિનન્દનીય લાગે તેવી કદાચ પુસ્તકારૂઢ થયા પછી ન યે લાગે. એ એક તેમની વિરુદ્ધમાં જતી હકીકત; તેમ, તેમના ગદ્યમાં જરૂર પ્રમાણે ગામલોકોના શબ્દપ્રયોગો અને વાક્યરચના સરસ રીતે આવે છે એ તેમની તરફેણની હકીકત છે. તે જાતનું લખાણ કદાચ બીજા લેખકોને અનુકરણીય લાગે, અને તેમ થાય તો ગદ્યને કાંઇક અસર થાય જ. તેવું થાય કે ન થાય તોપણ શ્રી. મેઘાણીના વાર્તાકથનમાં એની સીધી નેમ છે, એવું પ્રસંગોનું પૂર છે, કાર્ય અને ગતિ એવાં સ્વાભાવિક રીતે અને સત્વર રીતે થયા કરે છે કે તેમની શૈલી એક જૂદો પ્રકાર જ જાણે રજૂ કરે છે. લક્ષ્યની સિદ્ધિ માટે ચંચળતાભર્યો વેગ હોવા છતાં, વિગતો, જરૂરી વિગતો જરાપણ ભુલાતી નથી અને તેથી જ વાર્તારસ અદ્ધરને અદ્ધર જળવાઈ રહે છે. તેમની ભાષા પણ સામાન્ય લેખકની ભાષાથી 'નોખી' પડી રહે છે. બીજી એક ખાસ નોંધવા જેવી વાત તો એ છે કે તેમની વાર્તાઓમાં ભદ્રલોક કરતાં ગ્રામલોક વધારે આવે છે-વસ્તુ પણ ગ્રામલોકના સાધારણ કે હલકી કોટિના સંસારમાંથી શોધેલું-વણેલું-હોય છે, પીસ્તો અને વંઠેલાઓને પણ તે પોતાની 'યારી' આપી રહ્યા છે. જો પ્રભુદત્ત શક્તિમાં કાંઇ અજબ વિકાસ થઇ જાય તો મેઘાણી ગદ્યના ઘડનારાઓમાં પણ સ્થાન પામી જાય.

આમાં જેમની જેમની નોંધ લીધી છે તેઓ અત્યારે ગુજરાતના સમસ્ત વાચકવર્ગ આગળ પોતપોતાનું નામ અને કામ બંને લઇને ઊભા છે. જેમનું નામ અત્યારે તો વિસરાઇ ગયું છે, પણ જે કદાચ તેમના પૂરબહારના વખતમાં પણ ગુજરાતભરમાં બહુ ખ્યાતિ પામી શકયા નથી તેવા એક લેખક સ્વ. વાડીલાલ મોતીલાલ શાહને સંભાર્યા વિના ગદ્યલેખકો સંબંધેનો આ લેખ પૂરો કરી શકાતો નથી.

'શ્રી જૈનહિતેચ્છુ' દ્વારા સાહિત્ય અને સમાજના પ્રશ્નો તેઓ ખૂબ ચર્ચતા હતા. તેમની વાણીમાં જુસ્સો હતો, ઉકળાટ હતો, તીખાશ હતી, કડકાઈ હતી. ભાષણ જેવી શૈલી અને પ્રતિપક્ષીને બરાબર સમજાવવાની પદ્ધતિ હોવાને લીધે વખતે વખતે જોઈએ તે કરતાં લંબાણ કયાંક વધારે થતું અને તેથી ઉતાવળો વાચક અમુક અમુક ભાગો પડતા મૂકી આગળ ચાલ્યો જાય અને તેવું થયાથી

લખાણુની સળંગ સાંકળ ધ્યાનમાં ન આવે, એવી રીતે થતા અન્યાયનો ભોગ શ્રી. વાડીલાલ ઘણીવાર થયા હશે. બાકી પુસ્તકરૂપે 'પોલિટિકલ ગીતા,' 'અમૃતલાલ શેઠનું અઠવાડિયું', 'આર્યધર્મ', 'જૈનદીક્ષા', 'નગ્ન સત્ય' વગેરે તેમનાં પુસ્તકો સીધી ચર્ચા અને ગંભીર વિષયોની ઝીણવટભરી તપાસથી ભરપૂર હોઇ, હાલ થયાં છે તેથી વધારે પ્રચલિત થઇ શકે તેવાં છે. શ્રી. વાડીલાલનો અભ્યાસનો શોખ અને સત્ય માટેની શોધ બહુ વખાણવાલાયક હતાં; પરંતુ તેમની મહત્ત્વાકાંક્ષાએ તેમને વારંવાર બીજે રસ્તે ખેંચી જતી અને તેથી તેમનાં સારામાં સારાં કામ પણ અધુરાં જ—છેવટના ઓપ વગરનાં જ—રહ્યાં છે. અમૃતલાલ શેઠના અઠવાડીયામાંના કેટલાક ભાગો, નગ્ન સત્યમાંના કેટલાક લેખો અને જૈનદીક્ષા—( એ પુસ્તક નામને લીધે જ અજાણ્યું રહ્યું છે—તેમાં જેને ખરેખરો જૈન—જીતેલો એટલે જૈન કહેવાય તેણે જે જે આચાર વિચારની દીક્ષા લેવી જોઇએ તેવા સત્ય આચાર અને ઊંચા વિચારની સમર્થ ચર્ચા કરવામાં આવી છે તે પુસ્તક ) તેવાં ભૂલામણાં નામને લીધે જ—જૈનોને માટે જ લખાયું હોય એમ માનવાને લીધે—અજાણ્યું, અપ્રચલિત રહ્યું છે તે લગભગ આખું પુસ્તકઃ શ્રી. વાડીલાલનાં આ લખાણ ગુજરાતી ગદ્યના અભ્યાસમાં ઠીક ઉપયોગી થઇ પડે તેવી સારી કોટિનાં છે એમ ગુજરાતે જાણવાની જરૂર છે.

આવાં અને બીજાં પણ આ લખનારની જાણ બહાર હોય તેવાં કોણ જાણે કેટલાંય પુસ્તકોને આપણે ભૂલી જતા હોઇશું, તેવાં સારાં સારાં પુસ્તકોની કિમ્મત કરતાં આપણે શીખીએ, તેવાના અભ્યાસદ્વારા આપણા ગદ્યને વધારેને વધારે સંસ્કારી અને સુંદર બનાવતા જઇએ અને ગદ્યદ્વારા સધાતી ઊંચામાં ઊંચી લાયકાત મેળવી આપણી ભાષાને સર્વાંગ સુંદર બનાવીએ એજ આપણી સૌની ઇચ્છા હોવી જોઇએ—જુવાન વર્ગની તો તે ઉત્કંઠા અને એ મહત્ત્વાકાંક્ષા હોવી જોઇએ. એ ઇચ્છા, એ ઉત્કંઠા, અને એ મહત્ત્વાકાંક્ષા પરિપૂર્ણ કરવામાં આવા પ્રસંગો આપનારને વધારે ને વધારે હોંસ થાય એવી આપણી બધાની પ્રવૃત્તિ થાઓ એમ પ્રભુ પાસે માગીને મારું જેવું થયું હોય તેવું કામ પૂરું થએલું ગણવા આપ સૌને વિનંતિ કરું છું.

**નોંધ :** આ વ્યાખ્યાનમાં મુખ્ય ઉદ્દેશ ગદ્યના ઘડનારાઓની પિછાન આપવાનો હતો. તેમ કરતાં બીજા ગદ્યલેખકોનો પણ ઉલ્લેખ કરવાની જરુર પડે એ દેખીતું જ છે. તેટલા પૂરતી જ તેવી નોંધ કરવામાં આવી છે. ગદ્યલખાણના ઇતિહાસ સાથે આ આખ્યાનને નિસ્બત માનવામાં આવી જ નથી. ગદ્યવિકાસના ઇતિહાસનું અને આપણાં સમગ્ર ગદ્યલખાણની સમાલોચનાનું કામ કોઇ માથે લે તો ગુજરાતને બહુ જાણવાનું મળે. તે કામ કોઇ લાયક વ્યક્તિ તુર્તમાં જ કરવા પ્રવૃત્ત થાય એ અંતરની ઇચ્છા છે.

હતો. તે પછી અધ્યાપનને પોતાનું ક્ષેત્ર ગણી તેમણે વકીલાત છોડી; અને ગૂજરાત વિદ્યાપીઠમાં સને ૧૯૨૧ માં તેમને મનગમતું કામ મળી ગયું હતું.

ત્યાર પછી શ્રીયુત પાઠકને આપણે એક અધ્યાપક તરીકે, 'યુગધર્મ' તથા 'પ્રસ્થાન' જેવાં અગ્રગણ્ય માસિકોના તંત્રી તરીકે અને સાહિત્યનાં અનેક ક્ષેત્રોમાં વિહરનાર સ્વૈરવિહારી તરીકે સૌ ઓળખિયે છિયે.

એમની લેખનશૈલી પ્રાસાદિક, માર્મિક તથા વિષયવર્તિની છે. ન્યાય-શાસ્ત્રના અભ્યાસની અસર એ તેમની શૈલીનું વિશિષ્ટ લક્ષણ છે.

આવા સમર્થ સાહિત્યકાર, વર્તમાન ગુજરાતી ગદ્યસાહિત્યના એક વિશિષ્ટ સાહિત્ય-સ્વરૂપ (Literary Form) ટૂંકી વાર્તા-ના સંબંધમાં આપણને કહેવાના છે. તે ખરેખર આનંદજનક અને ઉપયોગી જ થશે એમ ખાત્રી છે.

શ્રી. મંજુલાલ ર. મજમુદાર



# ટૂંકી વાર્તા

આ વિષય ઉપર પુષ્કળ લખાયેલું છે. આપણા આધુનિક સાહિત્યના ઘણાખરા પ્રચલિત પ્રકારો, પશ્ચિમના અને વિશેષે કરીને અંગ્રેજી સાહિત્યના નમૂના ઉપરથી અને તે સાહિત્યની પ્રેરણાથી થયેલા છે, અને આધુનિક સાહિત્યની ટૂંકી વાર્તાનું પણ એમ જ છે. પશ્ચિમમાં તેના સ્વરૂપની પુષ્કળ ચર્ચા થઈ છે અને હજી થાય છે. ત્યાં પણ ટૂંકી વાર્તા વાર્તાસાહિત્યના અન્ય પ્રકારોની અપેક્ષાએ મોડી અસ્તિત્વમાં આવેલી છે. આનું એક સ્વાભાવિક પરિણામ એ આવ્યું છે કે ટૂંકી વાર્તાના વિવેચનમાં તેની નવલકથા સાથે સરખામણી થઈને તેનાં વ્યાવર્તક લક્ષણો નિર્ણીત થાય છે. આપણું વિવેચન પણ એ જ દિશાએ જાય છે. આ માર્ગ ખોટો નથી. તે ઐતિહાસિક હોવાનો તેમાં વિશેષ લાભ છે. પણ એ દૃષ્ટિએ એકવાર જોઈ લીધા પછી કોઈ બીજું દૃષ્ટિબિન્દુ લઈ શકાય તો તે લાભકારક નીવડે. એક વસ્તુને જુદા જુદા દૃષ્ટિબિન્દુથી જોવાથી તેનું સ્વરૂપ વધારે સારું સમજાય.

ટૂંકી વાર્તાની એક બાજુ જેમ નવલકથા છે તેમ તેની બીજી બાજુ ટુચકો છે. વાર્તા શબ્દનો સામાન્ય અર્થ સંસ્કૃતમાં ‘સમાચાર’ થાય છે.

'સમાચાર' એટલે બનેલી હકીકત કોઈને કહેવી. આ દૃષ્ટિએ વાર્તાનું મુખ્ય અવલંબનબીજ કોઈ વૃત્તાન્ત કે બનાવ સમજાય છે. વૃત્તાન્ત કે બનાવને અવલંબીને કહેવાતાં વાર્તાસ્વરૂપોને તેના કદના ક્રમે ગોઠવીએ તો સૌથી નાનું સ્વરૂપ ટુચકો થાય, મધ્યમાં ટૂંકી વાર્તા કે નવલિકા (જો એ શબ્દ સ્વીકારીએ તો) આવે ને અંતે નવલકથા આવે. નવલકથાથી આગળ જઇ કોઇને પુરાણ કહેવું હોય તો કહે. સરસ્વતીચંદ્રને પુરાણ કહેલું પણ છે, પણ તે અહીં પ્રસ્તુત નથી. આમાંથી નવલકથાના પરિચય ઉપરથી ટૂંકી વાર્તાઓનો પરિચય ઘણાએ આપેલો છે. હું અહીં ટુચકો શું છે તે કહી તે ઉપરથી ટૂંકી વાર્તાનું સ્વરૂપ નક્કી કરવા પ્રયત્ન કરીશ. કદની દૃષ્ટિએ ટૂંકી વાર્તા નવલકથા કરતાં ટુચકાની વધારે નજીક છે.

આપણા સાહિત્યમાં ટૂંકી વાર્તા લખાય છે તેટલા ટુચકા લખાતા નથી. ટુચકાનું એક પ્રાચીન સ્વરૂપ તો અત્યારે પૂર્વ પશ્ચિમ બન્નેમાં લગભગ લુપ્ત થઈ ગયું છે. તે સ્વરૂપ તે અંગ્રેજીમાં જેને fables અને parables કહે છે તે. આ બન્ને પ્રકારો અતિપ્રાચીનકાલમાં હિંદમાં હતા, કદાચ અહીંથી જ તે પશ્ચિમમાં ગયા હશે, છતાં તેને માટે આપણામાં ખાસ નામો નથી. પ્રથમનો દાખલો હિતોપદેશ અને પંચતંત્રની વાતો અને પશ્ચિમમાં ઈસપની વાતો છે, અને બીજાનો દાખલો બુદ્ધ અને ક્રાઇસ્ટના ઉપદેશોમાં આવતાં દૃષ્ટાંતો છે. અત્યારે આ સ્વરૂપોનું સ્વતંત્ર રૂપ ચાલુ નથી, જોકે અત્યાર પહેલાંના જમાનામાં પ્રાણીઓની વાર્તાઓ ઘણી કહેવાતી. આ વાર્તા ઘણીખરી લોકસાહિત્યની પેઠે અલિખિત હોય છે, અને તેની પરંપરા તેનો કોઈ કર્તા હોવાનું આપણને જણાવતી નથી. આવી કેટલીક વાતો તો મનુષ્યસ્વભાવ ઉપર કોઈ વાર બહુ કુશળતાથી પ્રકાશ પાડે છે. એક જ નાનો ટુચકો નાનપણમાં સાંભળેલો કહું છું:

એક દેડકો ને દેડકી સરોવરકિનારે રહે. ત્યાં હાથી પાણી પીવા આવ્યા. દેડકીને થયું કે મારાં નાનાં નાનાં બચ્ચાં આના પગ નીચે ચગદાઈ જશે. તેણે પેલા હાથીઓને કહ્યું:

છાપરા પગના હાથિયા રે,  
મારાં રતન ચગદાશે.

હાથીઓ કહે: જા રાંડ દેડકી રે,  
તને કોણ દેખે છે!

દેડકીને આ અપમાન લાગ્યું. તેણે દેડકાને ફરિયાદ કરી:

વાડમાં બેઠા ઠાકરા રે,  
લોક તો દેડકી કહે છે!

દેડકાએ આશ્વાસન આપ્યું:

જાઓ ગોરદિ પાતળાં રે,
ઝાંખરાં ઝખ મારે છે!

આટલા નાના ટુચકામાં કર્તા ઘણું કહે છે. સ્રીનું મોટામાં મોટું અપમાન તેને અદર્શનીય તુચ્છ કહેવી એ છે. સ્રી અપમાન વખતે ધણીને નહિ તો બીજા કોને ફરિયાદ કરે? અને દુનિયાના ધોરણે અંકાતી પોતાની તુચ્છતા ઢાંકવાનું સાધન પરસ્પર પ્રશંસા કરી આત્મસંતોષ મેળવવા સિવાય બીજું શું છે? તેમાં પણ આવી પ્રશંસાનિષ્પન્ન આત્મપ્રતારણા પતિપત્નીમાં સૌથી વધારે સંભવિત છે. દેડકી દેડકાને 'ઠાકરા' કહે છે, ને દેડકો તેને 'ગોરાંદે પાતળાં' કહે છે! પછી દુનિયાંનાં બધાં માણસો, ગમે તેવાં મોટાં હોય તોપણ, 'ઝાંખરાં ઝખ મારે છે!'

આવી વાર્તાઓ કે ટુચકાઓ હવે લખાતા નથી. કદાચ માનવભાવોને અન્ય પ્રાણીમાં આરોપી વાર્તા કહેવાની જરૂર નહિ રહી હોય. કદાચ એમ પણ હોય કે એમ અન્ય પ્રાણીઓમાં પ્રવેશ કરી વાર્તા સર્જવાની શક્તિ અનુપયોગથી ચાલી ગઈ. અને છતાં એ જાતના ટુચકા કદી જ નહિ બને એમ કોઈ કહી શકે નહિ. ચિત્રોમાં કાર્ટૂન (cartoons) થાય છે તેમાં જરા જુદી રીતે પણ આ જ શક્તિ પાછી દેખાવા માંડી છે.

બુદ્ધ અને ક્રાઇસ્ટ પોતાના ઉપદેશમાં દૃષ્ટાંતો parables આપતા તેવી રીતે હાલ દૃષ્ટાંતો અપાતાં નથી, જોકે ભાષણોમાં અને વ્યાખ્યાનોમાં દૃષ્ટાંતો આપવાનો રિવાજ કાંઈ ચાલ્યો ગયો નથી. પણ બીજા અનેક પ્રકારના ટુચકા રહ્યા છે. આપણે પ્રથમ આ ટુચકાનું સ્વરૂપ સમજવા પ્રયત્ન કરીએ.

ટુચકો એ ઉપર કહ્યું તેમ વૃત્તાંતબીજક સાહિત્યનું ટૂંકામાં ટૂંકું રૂપ છે. તેના પ્રયોજન ઉપરથી તેનું સ્વરૂપ આપણે કંઈક જાણી શકીશું. સૌથી પહેલું પ્રયોજન પ્રસંગને અનુરૂપ દૃષ્ટાંત આપવાનું હોય છે. એકબે દાખલા મને તરત યાદ આવે છે તેવા નીચે મૂકું છું:

કવિશ્રી ન્હાનાલાલ સાથે વાતચીત ચાલતી હતી. મહાત્માજીએ કંઈક સ્વામી દયાનંદ સરસ્વતીનાં મન્તવ્યો વિશે ટીકા કરી હતી અને તેથી આર્યસમાજીઓ ઉશ્કેરાઈ ગયા હતા એને ઉદ્દેશીને તેમણે કહ્યું: (ટુચકાનાં પાત્રોનાં નામો ભૂલી ગયો છું.)

અમુક યુરોપિયનનો છોકરો ફરવા નીકળેલો. તેણે ઊંચે મધપૂડો જોયો ને પથરો માર્યો. બધી માખીઓ આવીને વળગી પડી ને રાડેરાડ નાખવા માંડયો. આ તમારા મહાત્માજીએ સ્વામી દયાનંદ સરસ્વતીની વિરુદ્ધ લખ્યું છે તે મધપૂડા ઉપર પથરો માર્યો છે.

અહીં, ટુચકો વક્તવ્યના નિદર્શનરૂપ બને છે, અને કાવ્યશાસ્ત્રની પરિભાષામાં કહી શકાય કે તે નિદર્શના અલંકારમાં પણ ઘણીવાર આવી જાય છે. એવો જ એક બીજો દાખલો જરા વધારે ગંભીર સાહિત્યમાંથી આપું. ‘ આપણો ધર્મ ’માં શ્રી આનંદશંકરભાઈ ધર્માડંબરના દૃષ્ટાંત તરીકે લખે છે :

જૂના વખતમાં અમારી જ્ઞાતિના એક અમલદાર વિષે કહેવાય છે કે ( આશા છે કે એ વાત કલ્પિત હશે ) તેઓ નિત્ય દેવનું પૂજન કરતા અને પૂજન કરતી વખતે બોલતા નહિ, માત્ર સંજ્ઞાથી જ વાત કરતા હતા. તેવામાં કારકૂને આવીને પૂછ્યું કે અમુક ગુનેગારને શી શિક્ષા કરવી ? પેલા અમલદારે લાલજીને પોતાની જનોઇથી વીંટીને ટાંગ્યા, અને આચમનીવની ફટકા મારી બતાવ્યા !

અહીં એક બાબત કહેવી પ્રસ્તુત છે. હું ઉપર કહી ગયો કે ટુચકો એ લગભગ લોકસાહિત્યનો પ્રકાર છે. તેનું કર્તૃત્વ કોઈ એક જ માણસનું ન પણ હોય. એક બનાવ બન્યો હોય અને પછી તે મુખપરંપરાએ ચાલતાં તેના રહસ્યને અવલંબીને તેમાં અનેક ફેરફારો થાય. તે સાચો પણ હોય, ખોટો એટલે કલ્પિત પણ હોય, અથવા તેમાં બન્ને અંશો ભળેલા હોય. વાર્તા, સાહિત્ય તરીકે થોડી પણ કલ્પિત હોવી જોઈએ. ટુચકો સાચો હોય તોપણ ચાલે.

આ ટુચકાનું એક પ્રયોજન થયું—વક્તવ્યને અનુકૂળ દૃષ્ટાંત આપવાનું.

ટુચકાનું બીજું પ્રયોજન કેવળ મનોરંજન છે. આવા ટુચકા ઘણે ભાગે હાસ્યના જ હોય છે. એ હાસ્ય બે રીતે નિષ્પન્ન કરેલું હોય છે. કોઈની મૂર્ખતા બતાવીને અથવા કોઈનું ચાતુર્ય કે હોશિયારી બતાવીને. હોશિયારી બતાવવામાં કોઈવાર સામા પક્ષની બેવકૂફી પણ બતાવાય છે, પણ તેમ કર્યા વિના કેવળ હોશિયારી બતાવીને પણ હાસ્ય નિષ્પન્ન થાય છે. હાસ્યમાં, સદ્ગત રમણભાઈ બતાવે છે તેમ, કોઇક નમૂના ( type )ની મશ્કરી હોય છે. આપણા જૂના ટુચકામાં ઘણીવાર નાતોનો નમૂનો લઇને મશ્કરી કરી હોય છે. ભવાઇમાં બ્રાહ્મણ, ઘાંચજો, વાણિયો, કણબી વગેરે નાતના નમૂના લઇ મશ્કરી કરી હોય છે. આ પ્રકાર હવે સંભવિત નથી કારણકે આપણે હવે નાતજાતમાં એટલું માનતા નથી, અને નાતની વ્યક્તિઓ પહેલાં જેટલી એક જ રૂઢિબદ્ધ હવે રહી નથી. છતાં આ પ્રકાર છેક નાબૂદ થયો નથી. કણબી કે કોઈ એવા માણસ મુંબઇ ગયા ને

ત્યાંની અપરિચિત વસ્તુઓ અને રીતભાતો ન સમજ્યા એવી નવી મશ્કરીઓ હજી પણ યોજવામાં આવે છે, પણ તે હવે સુરુચિને અનુકૂળ નથી લાગતી. નાત સિવાય અમુક ટેવવાળાઓની મશ્કરીઓના ટુચકા છે, જેમકે અફીણીની મશ્કરી: નીચેનો ટુચકો સદ્દગત મણિશંકર રત્નજી પાસેથી સાંભળેલો:

એક અફીણીને તેની બૈરીએ પૈસો ને એક નાની કાચની વાડકી આપી તેલ લેવા મોકલ્યો. ધાંચી પળી ભરી તેલ લઈ આવ્યો ને વાડકી ભરતાં પળીમાં થોડું વધ્યું. અફીણી કહે: 'એ પણ રેડી દે.' ઘાંચી કહે: 'પણ ક્યાં રેડું?' વાડકીને નીચે પડઘી હતી એટલે થોડો ખાડો હતો. અફીણીએ વાડકી ઊંધી કરીને એ ખાડો બતાવીને કહ્યું: 'અહીં રેડ.' ધાંચીએ એ ખાડો પૂરી આપ્યો. એ વાડકી એમ ને એમ ઊંધી ઝાલીને ઘેર ગયો. બૈરી કહે: 'આટલું જ?' બંધાણી કહે: 'ના, જો બીજી બાજુ પણ છે.' એમ કહીને તેણે વાડકી ફેરવી બતાવી!

તરત જોઈ શકાશે કે આ વાર્તા વાંચવા કરતાં અભિનય સાથે કહી બતાવવાની છે. એ રીતે પણ એ લોકસાહિત્યનો ભાગ છે, એ વધારે સ્પષ્ટ થશે. લોકસાહિત્ય મુખ્યત્વે વાંચવા કરતાં અભિનય સાથે કહેવાનું હોય છે.

અડવાના અને અકબર–બીરબલના ટુચકા બધા આ પ્રકારના છે. ઠગોના નાના ટુચકા બધા આ જાતના છે. લંબાણભયે વધારે દાખલા નથી આપતો, પણ આપણી ભાષામાં હાસ્યના આવા ઘણા સુંદર દાખલા છે. પશ્ચિમમાં આવા હાસ્યના નવા ટુચકા લખાયા જ કરે છે. એ જાતનું આખું સાહિત્ય ત્યાં ખેડાય છે. દરેક વર્તમાનપત્ર આવા હાસ્યના ટુચકા આપે એવો રિવાજ થઈ ગયો છે. આપણે ત્યાં પણ કેટલાંક ગુજરાતી વર્તમાનપત્રો આવા ટુચકા નવા બનાવીને આપે છે, પણ અંગ્રેજી જેવા ચતુરાઇવાળા તે ભાગ્યે જ હોય છે. આપણામાં હાસ્યનું સાહિત્ય ઓછું છે તેમ હાસ્યના ટુચકા પણ ઓછા છે.

ટુચકાનો ત્રીજો પ્રકાર કેવળ વૃત્તાન્તની–બનાવની ચમત્કારિકતાનો હોય છે. આવા ટુચકા સાચા તરીકે જ કહેવાય છે, જોકે તેમાં કલ્પિત અંશ પેસી જવાનો ઘણો જ સંભવ છે. મારા એક મિત્રને ઘણા ટુચકા યાદ છે. તેમાંનો એક કહું છું:

એક ભાઈ (કહો કે કેશવલાલ)ને વેપાર અર્થે દિલ્હી જવું હતું. ટ્રેનમાં બેઠા અને એ જ ટ્રેનમાં કોઈ બીજા ભાઈ આવ્યા. નોકરોએ પહેલેથી સામાન ગોઠવવામાં કંઈ ભૂલ કરી કે કંઇ ગેરસમજૂત થઈ કે ગમે તે થયું પણ બન્ને વચ્ચે જગાની તકરાર થઈ, ને ગરમાગરમી થઈ. મૂકવા આવનારાઓ પોલીસને બોલાવવા તૈયાર થયા ત્યાં કોઈને વળી

સૂઝયું ને પેલા નવા આવનારને પૂછ્યું કે તમારે કયાં જવું છે ? તો કહે ' દિલ્હી '. નામ શું તો કહે (વાર્તા ખાતર આપણે કહીએ) ' નર્મદાશંકર '. ફલાણા સરનામાવાળા ? તો કહે ' હા. ' ' અરે ' પેલા પોલીસને બોલાવવા જતા હતા તેને કહે ' પાછા ફરો, પાછા ફરો, આ તો નર્મદાશંકરભાઈ છે, એમને ઘેર તો આપણે ઊતરવાનું છે ? " નર્મદાશંકર ઉપર જ ભલામણચિઠ્ઠી લઈ કેશવલાલ જતા હતા !

આ વાત એકવાર મેં ટુચકાના દાખલા તરીકે કહી તો એ સાંભળનાર મિત્રે બીજો સામો ટુચકો કહ્યો, તે પણ જોવા જેવો છે.

સેકન્ડ કલાસના ડબામાં હું ઉપરની બેઠક ઉપર સૂતો હતો. નીચે બે માણસો લડતા હતા. બોલાચાલી ઉપરથી હું સમજી શકયો કે બન્ને વચ્ચે તકરાર એ હતી કે એકને બારી ઊઘાડી રાખવી હતી ને બીજાને બંધ રાખવી હતી, તે એક ઊઘાડતો'તો ને બીજો બંધ કરતો'તો. તેમાંથી એકાએક એક માણસ હસી પડયો. મેં નીચે ઊતરી જોયું, તો જે બારીને માટે બન્ને લડતા હતા તેને કાચ જ નહોતો, એટલે એ ઊઘાડી વાસી બન્ને સરખી હતી. લડાઈની ગરમાગરમીમાં બારી કેવી છે એ કોઈએ જોયેલું નહિ !

નાનપણમાં વાંચેલો-હજી એક ટુચકો કહું. વાત ઈંગ્લંડમાં બનેલી છે:

એક બાઈએ પોતાના નોકર સાથે કોઈને વીંટી મોકલાવી. રસ્તામાં કોઈ વહેળામાં ઊતરવા જતાં કે કંઈ કરતાં વીંટી વહેળામાં પડી ગઈ. ઘણી શોધી પણ જડી નહિ. નોકર એટલો શરમાઈ ગયો કે ત્યાંથી પરબાર્યો જ અમેરિકા ચાલ્યો ગયો. ત્યાં ખૂબ કમાયો ને ઝાઝે દિવસે ઇંગ્લંડ પાછો આવ્યો. પોતાની મૂળ શેઠાણીને મળવા ગયો અને ત્યારે તેણે વીંટીની વાત કહી. બધાં ફરવા નીકળ્યાં, ફરતાં ફરતાં એ જ વહેળા પાસે આવી ચડ્યાં. પેલા નોકરે વહેળાને કાંઠે ઊભાં ઊભાં ' જુઓ, અહીં વીંટી પડી ગઈ હતી ' એમ કહી ત્યાં લાકડી ખોસી. લાકડી બહાર કાઢી ત્યાં એ જ વીંટી એટલા વરસ ઉપર પડેલી લાકડીમાં પરોવાઈ બહાર નીકળી આવી !

હવે આ ટુચકામાં ચમત્કાર કયાં રહ્યો છે તે જોઈએ: પહેલા રેલવેના ટુચકામાં એક જ જગા માટે બે મુસાફરો લડે તે બનાવમાં વાર્તાનો ચમત્કાર નથી. તેમાં કશું કહેવા સાંભળવા જેવું નથી. પણ એ જેની સાથે લડતો હતો તે માણસ તો તેનો યજમાન નીકળ્યો એ અકસ્માતમાં ચમત્કાર છે. એટલે કે બનાવની વિલક્ષણતા બતાવવા તે ટુચકો કહેવાય છે. છેલ્લા વીંટીના ટુચકામાં, નોકર કેવો શરમાળ હતો કે માણસ ઉપર કેવાં ખોટાં આળ આવી ચડે કે એવું કોઈ રહસ્ય ટુચકાનો પ્રાણ નથી. તેમજ નોકર સાચો હતો તો જુઓ આટલે વરસે તેનું સાચ જણાઈ આવ્યું એ પણ ટુચકાનું રહસ્ય નથી. એ રીતે એ કહેવાયો નથી, જોકે એવા રહસ્ય ખાતર પણ એ વાર્તા કહેવાઈ શકે. માત્ર

આટલા વરસે કેવો અકસ્માત બન્યો એ જ બતાવવા, એ કહેવાય છે. એટલે અહીં પણ બનાવની વિલક્ષણતા એ જ ટુચકાનો પ્રાણ છે. વચલી વાર્તામાં પણ બનાવની વિલક્ષણતા ટુચકાનો ચમત્કાર છે, જોકે તે ઉપરાંત એ રહસ્ય પણ છે કે માણસ એટલો કલહપ્રિય અને કલહાંધ છે કે કલહની વ્યગ્રતામાં કલહના પ્રયોજનની અવાસ્તવિકતા જોઈ શકતો નથી !

આપણે ત્રણ પ્રકારના ટુચકા જોયા. પહેલામાં વક્તવ્યને સ્ફુટ કરવા દૃષ્ટાન્ત તરીકે ટુચકો કહેવાય છે. બીજા કેવળ મનોરંજનાર્થે કહેવાય છે અને તે બેવકૂફીના કે ચાતુર્યના હોય છે. ત્રીજા કેવળ બનાવની વિલક્ષણતાને લીધે કહેવાય છે. આ ત્રીજા કોઈવાર પ્રસંગને લઈને કહેવાય છે. ધારો કે કોઈ માણસ, કોઈ સ્વજનની ગંભીર માંદગી સાંભળી બને તેટલા પ્રયત્ન કરી તેને મળવા આવે, પણ ભેગો થઈ શકે નહિ. તો તેને સાન્ત્વન આપવા પાસે બેઠેલા માણસો આવા જ અકસ્માતના બીજા અનેક દાખલા આપશે. ટુચકા આ રીતે જ પ્રસંગોપાત્ત કહેવાતા કહેવાતા પ્રસરે છે. આ ત્રીજા પ્રકારમાં કહેનારે વાતમાં મીઠુંમરચું ભભરાવ્યું હોય તે ભલે, પણ તે બધા, આટલા વિલક્ષણ કે અસંભવિત છતાં, સાચા છે એવી પ્રતીતિ કરાવવા જ કહેવાય છે. ઉપરના સ્વજનના મૃત્યુના પ્રસંગના દાખલાથી તરત જોઈ શકાશે કે સાન્ત્વન આપનારા, એ પ્રસંગે નહિ બનેલી એવી વાત કહી જ ન શકે ! એમ કહે તો સાન્ત્વનનું પ્રયોજન સિદ્ધ ન થાય. એટલે કે બનાવની વિલક્ષણતાના ટુચકામાં બનાવ અસંભવિત છે અને છતાં ખરેખર અનુભવમાં આવેલો છે એ વિરોધ જ એ ટુચકાનો પ્રાણ છે. ભૂતપ્રેતના અને બીજા વહેમોના ટુચકા આવી રીતે સાચા તરીકે કહેવાઈને જ પ્રસરે છે.

અહીં એક બાબત સાથે સાથે કહેવી પ્રસ્તુત છે. ટુચકો માત્ર બનાવની વિલક્ષણતાથી કહેવા યોગ્ય બને છે, તેમ, માત્ર બનાવોના ચમત્કારની જ ટૂંકી વાર્તા કે નવલિકા બની શકે ? હું માનું છું કે સામાન્ય રીતે કેવળ બનાવની, અલબત કલ્પિત બનાવની, ટૂંકી વાર્તા ન થઈ શકે, થાય તો તે હલકા પ્રકારની થાય. બનાવોથી પણ એક સુંદર આકૃતિ બને છે, પણ કેવળ બનાવથી સુંદર આકૃતિ રચવાને માટે જેટલો લાંબો પટ જોઈએ તેટલો ટૂંકી વાર્તામાં મળતો નથી. અને જ્યાં બનાવોની આકૃતિ સુંદર હોય છે ત્યાં પણ કોઈ માનવજીવનરહસ્યને લઈને જ એ બનાવોની આકૃતિનું ઔચિત્ય સમજાય છે.

ટુચકો અને ટૂંકી વાર્તા બન્ને બને એટલાં ટૂંકાં હોવાં જોઈએ. ટુચકો દૃષ્ટાન્ત માટે આપ્યો હોય તો ટૂંકો જોઈએ એ તો દેખીતું છે. કારણકે નહિતર

મૂળ વક્તવ્યનો પ્રવાહ ખંડિત થાય.[1] હાસ્યનો ટુચકો તો ટૂંકો જોઈએ જ. અંગ્રેજીમાં કહેવત છે કે 'ટૂંકાણ એ હાસ્યનો પ્રાણ છે.' સદ્‌ગત રમણભાઈ કહે છે કે હાસ્યમાં બે વિરુદ્ધ પ્રકારની પરિસ્થિતિની અથડાઅથડી જોરથી થાય છે. તો તે માટે વેગની જરૂર હોય જ. છેવટના, પ્રસંગોપાત્ત કહેવાતા કેવળ વિલક્ષણ બનાવના ટુચકા પણ ટૂંકાણમાં જ કહેવા જોઈએ. અને એ જાતના બનાવોનું આશ્ચર્ય ઉપજાવવા પણ કથનમાં વસ્તુના વેગની જરૂર છે. લોકો કહે છે કે વાઘ નદી ઊતરે ત્યારે જરાપણ વહેણમાં તણાયા વિના સીધો સામે કિનારે જ પહોંચે. જરાપણ તણાય તો પાછો હતો તે જગાએ આવી ફરી સીધો પાણી કાપવા માંડે. તેમ વાર્તાકારે પણ સીધાં જવું જોઈએ. પોતાના વહેણમાં પણ, પોતાની લાગણીમાં પણ તણાવું નહિ જોઈએ, તણાઈ જવાય તો વાઘની પેઠે પાછા મૂળ જગાએ આવીને સીધી ગતિ કરવી જોઈએ. હું તો બધી કલા આવી હોવી જોઈએ એમ માનું છું. પણ ટૂંકી વાર્તા માટે તો એ અપરિહાર્ય છે. તેમાં લાંબાં વર્ણનો કે વિવેચનો કે ચિંતનો અસ્થાને છે. વળી સુઘડતાને માટે પણ ટૂંકાણ ઇષ્ટ છે. સાહિત્યનું સ્વરૂપ જેમ નાનું તેમ તેની રચનામાં વધારે ઝીણવટ અને સુઘડતા જોઈએ. જરાપણ શિથિલતા તેમાં ચાલી શકે નહિ: જેમ મોટા મકાનની બાજુઓ કરતાં નાના હીરા કે માણેકની બાજુઓ વધારે સફાઈદાર જોઈએ તેમ.

ટુચકો જેમ અમુક વૃત્તાન્તનો કે બનાવનો બનેલો હોય છે તેમ ટૂંકી વાર્તામાં પણ વૃત્તાન્ત જોઈએ. બેની વચ્ચેના એક તફાવતની વાત તો હું પહેલાં કરી ગયો કે ટુચકો કેવળ સાચી બનેલી હકીકતનો હોઈ શકે, કોઈ કોઈ પ્રસંગે તો અમુક બનાવ બનેલો હતો એ જ એ ટુચકામાં વક્તવ્ય હોય છે, પણ ટૂંકી વાર્તામાં સાચી બનેલી હકીકત ગમે તેટલી હોય તોપણ તેમાં કલ્પિત અંશ હોવો જ જોઈએ. કેવળ બનેલી હકીકત ગમે તેટલી મનોહર શૈલીમાં કહેલી હોય તોપણ તે વાર્તા ન ગણાય. જોકે વાર્તામાં થોડી બનેલી હકીકત આવે તે દોષ નથી. ઘણી વાર્તામાં એવા બનાવો આવે પણ છે. પણ ઘણે ભાગે તો બનેલા બનાવો વાર્તાલેખકની કલ્પનાને ઉત્તેજે છે, અમુક બનાવથી અમુક જીવનરહસ્યનું સૂચન તેને થાય છે, અને તેથી તે પોતાના વક્તવ્યને અનુકૂળ રીતે વાર્તાના

---

૧ મહાભારત જેવામાં આખું 'નલોપાખ્યાન' દૃષ્ટાન્ત તરીકે આવે છે પણ ત્યાં તો એ સાથે સાથે સ્વતંત્ર આખ્યાન પણ છે. અને અનેક લાંબાં ટૂંકાં આખ્યાનો ગૂંથવાં એ પુરાણની શૈલી છે. વ્યવહારમાં આપણે એવડાં લાંબાં દૃષ્ટાન્તો આપતા નથી. એવી વાસ્તવિકતાની દૃષ્ટિ ત્યાં અપ્રસ્તુત છે. એ એ કલાનો સંકેત છે.

બનાવો ઉપજાવે છે. આ બાબતને આથી વધારે સ્ફુટ કરવાની હું જરૂર જોતો નથી.

આપણે જોયું કે ટુચકો અને ટૂંકી વાર્તા બન્નેમાં વૃત્તાન્ત કે બનાવ આવે જ. કેટલા બનાવો આવે તો જ વાર્તા કહેવાય તેનો કોઈ નિયમ કરી શકાય નહિ: કોઈમાં વધારે આવે, કોઈમાં થોડા આવે. અત્યારે ટૂંકી વાર્તાસાહિત્યમાં પૂર્વપશ્ચિમમાં અનેક અખતરા થાય છે, તેમાં કેટલીકમાં ઘણા જ બનાવો હોય છે, કેટલીકમાં ઘણા ઓછા બનાવો હોય છે. તેને માટે કોઈ નિયમ હોય તો તે કલામાત્રનો સામાન્ય નિયમ, એટલે ઔચિત્યનો નિયમ. વક્તવ્યને અનુકૂલ અને ઉચિત બનાવો જોઇએ એ નિયમ, એટલું જ કહી શકાય. પણ એક વાત અહીં સ્ફુટ કરી શકાશે. વાર્તામાં જોઇએ તેટલા બનાવો ન હોય તો વાર્તા શિથિલ લાગે, —હાડકા વિનાના દેહ જેવી! કેટલાક લેખકો એક જ નાનો પ્રસંગ લઈ તેને અવલંબી અમુક વિચાર કે ચિંતન કે લાગણીનું નિરૂપણ કરે છે. કહો કે એ પ્રસંગને એ વિચાર–ચિંતન–લાગણી લટકાવવાની ખીંટી બનાવે છે. તેવે પ્રસંગે એ ખીંટી એટલો ભાર ખમી શકે એવી હોવી જોઇએ. એટલા વિચાર, ચિંતન કે લાગણી અમુક પાત્રમાં ઉત્પન્ન કરે એવો એ પ્રસંગ સ્વાભાવિક રીતે હોવો જોઇએ. પણ આ પણ ઔચિત્યનો જ પ્રશ્ન કહેવાય.

વાર્તાના બનાવો વાર્તાનું વાતાવરણ ઘડવા અને વાર્તાનાં પાત્રોની પરિસ્થિતિ ઘડવા આવે છે. આમાં કેટલાક બનાવો કુદરતી હોય છે, કેટલાક મનુષ્યકૃત હોય છે. મનુષ્યકૃત બનાવો કેટલાક કેવળ કુદરત જેવા જ, માત્ર પરિસ્થિતિને ઘડનારા જ હોય છે. કેટલાક તે ઉપરાંત વાર્તાના પાત્રના વર્તનના હોઈ તે પાત્રનો સ્વભાવ પણ બતાવે છે. એક દાખલાથી આ સ્પષ્ટ થશે.

અંગ્રેજી રાજ્યની સ્થાપનાની શરૂઆતમાં ઇડર રાજ્યના પ્રખ્યાત પટાવત સૂરજમલજી બહારવટે નીકળ્યા હતા. તે એક બાન પકડી, ઘોડા પર નાંખી નાઠા. ગામમાંથી ઘોડેસ્વારોની વ્હાર ચડી. સૂરજમલજી એક નેળમાં થઈ જતા હતા. આગળ ખૂબ માલ ભરેલું ભારોટિયું જતું હતું. નેળ સાંકડી હતી, પડખે થઈ જવાય એવું નહોતું. સૂરજમલજીએ જે એડી મારી ને, તે ઘોડું બન્નેને લઇને આખા ગાડાને ટપી ગયું, ને વ્હાર પાછળ રહી ગઈ!

અહીં સૂરજમલજીની બહાદુરી બતાવવાની પરિસ્થિતિ સાંકડું નેળિયું અને આગળ જતું ગાડું ઘડે છે. બન્ને મનુષ્યકૃત છે, પણ તે મનુષ્યકૃત હોય કે કુદરતી હોય બન્ને સરખું છે. વચમાં ગાડું આવ્યું તેને બદલે વાવાઝોડાથી પડી ગયેલું મોટું ઝાડ મારગ રોકીને પડયું હોત તોપણ પરિસ્થિતિ એની એ જ

હોત. ગાડું હાંકવાનું કાર્ય એ હાંકનાર વ્યક્તિનો સ્વભાવ વ્યક્ત કરવા ત્યાં આવતું નથી, માત્ર પરિસ્થિતિના અંશ તરીકે આવે છે.

વાર્તાના બનાવો કુદરતી કે મનુષ્યકૃત, જે હોય તે, સ્વાભાવિક લાગવા જોઇએ. બીજી રીતે કહીએ તો વાર્તાના બનાવો પ્રતીતિકર હોવા જોઇએ. વાંચનાર કે સાંભળનારને વાર્તાના બનાવો બન્યા છે એમ માનવા જતાં ક્લેશ ન થવો જોઇએ. વાર્તાના બનાવો સંભવિત હોય તો પ્રતીતિકર થાય જ. પણ આ વાત જણાય છે તેવી સહેલી નથી. બનાવની સંભવિતતા વાર્તાના વાતાવરણમાંથી જ ઊઠી આવવી જોઇએ. વાર્તા વાંચતાં આપણને લાગે કે અમુક બનાવો સંભવિત નથી, ત્યારે એ બાબત ચર્ચા થતાં વાર્તાલેખક ઘણીવાર બચાવ કરે છે કે એ બનાવ તો પોતે ખરેખરો બનેલો જોયો છે. આ સાચું હોય તોપણ બચાવ સાચો નથી. વ્યવહારમાં બનતા બનાવોની પ્રતીતિ અને વાર્તાના બનાવોની પ્રતીતિ થવામાં એક મહત્ત્વનો ફેર છે. વ્યવહારમાં બનતો બનાવ આપણી બાહ્ય ઇન્દ્રિયો મારફત આપણે જાણીએ છીએ. આપણી ઇચ્છા ન હોય તોપણ ઇન્દ્રિયો પર બાહ્ય બનાવથી થતા આઘાતોથી માણસને અવશ થઈને તે માનવા પડે છે. વાર્તામાં બહારથી એવા કશા આઘાતો આવતા નથી. વાર્તામાં વાચક કે ભાવક વાર્તાલેખકનાં સૂચનો પ્રમાણે પોતે વાર્તાના બનાવો ઘડતો જાય છે. એમ ઘડવાના વ્યાપારમાં તેની પોતાની સંભવાસંભવની બુદ્ધિ કામ કરતી હોય છે. એટલે વાર્તાના બનાવો વાંચનારને સંભવિત લાગવા જોઇએ અથવા એને સંભવિત માનવા તે પ્રેરાય એવી રીતે એ બુદ્ધિ ઉત્તેજાવી જોઇએ. વાર્તાકારે પોતે અમુક બનાવ જોયો એટલા ઉપરથી વાર્તામાં એ સંભવિત બનતો નથી. સાધારણ વાંચનારની બુદ્ધિ તેને સંભવિત માને તેવી રીતે તેણે તેને નિરૂપવો જોઇએ. એટલે વાર્તાના બનાવની સંભવિતતા વાર્તાનિરૂપણ ઉપર આધાર રાખે છે. આ દૃષ્ટિએ વાર્તાની સંભવિતતા એક રીતે દુનિયાંથી સ્વતંત્ર છે. દુનિયામાં ખરેખરું બને તે વાર્તામાં સંભવિત ન પણ લાગે, અને બીજી તરફથી દુનિયામાં ન જ બને એવા બનાવો પણ વાર્તામાં સંભવિત લાગે. ટુચકા વિશે બોલતાં મેં કહેલું કે કેટલાક ટુચકાનું રહસ્ય જ એ છે કે તેવો બનાવ અસંભવિત કે વિલક્ષણ હોવા છતાં બન્યો હતો. વાર્તામાં એવા અસંભવિત બનાવો ખાસ પ્રયોજન વિના ત્યાજ્ય ગણાવા જોઇએ. ઉપર કહેલા ટુચકામાં પેલો ચાકર વહેળા ઉપર ગયો ને તેને તરત વીંટી જડી એ બનેલો બનાવ છે. પણ માણસની સંભવાસંભવની સાધારણ બુદ્ધિ પ્રમાણે એ અસંભવિત છે. વાર્તામાં એ બનાવ એવી રીતે ન આવી શકે. શાકુન્તલમાં શકુન્તલાના અસ્વીકારના પ્રસંગે દુષ્યન્ત તેને શચીતીર્થ પર લઈ જાય, વીંટી ક્યાં

પડી હતી એમ પૂછે, ને લાકડી ખોસતાં વીંટી ઉપર આવી જાય તો વાર્તા નિષ્ફળ જાય. કારણકે વાંચનાર જાણે છે કે એમ વીંટી મળી આવવાનો સંભવ જરાપણ નથી. વાંચનાર વીંટી નીકળે એમ ન માને એટલું જ નહિ, દુષ્યન્ત શકુન્તલાને શચીતીર્થ બતાવવાનું કહે, ને શકુન્તલા બતાવવા જાય એ પણ ન માને, કારણકે દુષ્યન્ત અને શકુન્તલા પણ એટલું સમજતાં જ હોય કે અત્યારે જવાથી એમ વીંટી જડવાની નથી.

પણ આનો અર્થ એવો નથી કે કોઈ પણ વાર્તામાં અસંભવિત બનાવ આવી જ ન શકે. અસંભવિત બનાવો વાર્તામાં આવે પણ છે. દાખલા તરીકે 'નૌકા ડૂબી' વાર્તાના બધા બનાવો વાર્તાની શરૂઆતના એક અસંભવિત બનાવથી જ બને છે. પણ ત્યાં એ અસંભવિત બનાવ અસંભવિત તરીકે જ આવેલો છે, અને વાર્તા આખી એક અસંભવિત બનાવનાં પરિણામો તરીકે જ નિરૂપેલી છે. એટલે સિદ્ધાન્ત તરીકે એમ કહી શકાય કે જ્યાં વ્યવહારજગતની ભૂમિકા જ વાર્તાકારે સ્વીકારેલી હોય ત્યાં અસંભવિત બનાવ અસંભવિત બનાવ તરીકે આવી શકે. સંભવિત બનાવ સંભવિત તરીકે આવે, અને અસંભવિત બનાવ અસંભવિત તરીકે આવે. અકુશલ લેખકને હાથે ગોટાળો થાય છે તે એ છે કે તે ઘણીવાર અસંભવિત બનાવને સંભવિત તરીકે દાખલ કરે છે, અથવા સંભવિત અસંભવિત બધા બનાવો એકસરખા સંભવિત તરીકે વાર્તામાં દાખલ કરે છે. ઉપર શાકુન્તલનો દાખલો આપેલ છે તે મુજબ જો દુષ્યન્ત–શકુન્તલા શચીતીર્થ જાય, અને ત્યાં તેમની વીંટી જડે તો એ અસંભવિત બનાવ સંભવિત તરીકે વાર્તામાં પ્રવેશ પામ્યો ગણાય. અને એમ ન થવું જોઇએ. વળી વાર્તામાં બનાવો પણ પ્રયોજન માટે આવે છે. એટલે અસંભવિત બનાવનું પ્રયોજન હોય તો જ તે અસંભવિત તરીકે આવવો જોઇએ. એવું પ્રયોજન ન હોય ત્યાં અસંભવિત બનાવ દાખલ કરવો એ અકૌશલ છે.

છતાં કોઈ વાર્તામાં અસંભવિત બનાવ આવી જાય છે. ત્યાં એ દોષ કે ક્ષતિ જ છે. કુશલ વાર્તાકાર એ દોષ રહી ગયો હોય તો તેને કોઈ ખૂબીથી ઢાંકી દે છે. ઘણીવાર કોઈ બીજી જ વસ્તુ તરફ ધ્યાન દોરવાથી સાધારણ માણસ એ ક્ષતિ જોઇ શકતો નથી, અથવા તેને ક્ષમ્ય ગણે છે. પણ વાર્તાનો રસ એ જ ક્ષતિને ક્ષમ્ય કરનાર મોટામાં મોટું બળ છે. રસના જ વેગથી વાચક પોતાના માર્ગમાં આવતું અસંભવિતતાનું ગાબચું સહેજે ટપી જાય છે. અસંભવિત બનાવથી ઊભી થતી સ્થિતિમાંથી પણ જો અત્યંત રસિક કે મનોહર પરિણામ આવતું હોય તો વાચક એ ક્ષતિને સહેજે સહન કરી લે છે. આ રીતે

એક જ પ્રકારની ક્ષતિ એક લેખકમાં વાચક માફ ન કરે, તે બીજામાં કરે. મહાન લેખકો ઘણીવાર પ્રમાદ કરવા છતાં પણ પોતાની પ્રતિભાને બળે આ રીતે વાચકને પોતાની સાથે લઈ જાય છે. એટલે ગુણદોષની બધી ચર્ચા છતાં વિવેચકે સમર્થ લેખકનું આ બળ સ્વીકારવું જ જોઇએ, અને તેથી જ સાધારણ વાર્તાલેખકે આવી બાબતમાં પ્રમાદ ન કરવો જોઈએ.

વાર્તામાં જ્યાં બનાવોની પરંપરા હોય ત્યાં, બનાવ સ્વાભાવિક રીતે એકબીજામાંથી ઊગતો હોય, એવી પ્રતીતિ થવી જોઇએ. વાર્તાલેખકે પોતે, અમુક પરિસ્થિતિ ઊભી કરવા, કે અમુક પરિણામ લાવવા અમુક બનાવ ઉપસ્થિત કર્યો છે એમ ન લાગવું જોઇએ. જેમ ઇશ્વર જગત ચલાવે છે છતાં કોઈ જગાએ તેમાં હસ્તક્ષેપ કરતો નથી, જગત એની મેળે ચાલ્યું જતું ભાસે છે, તેમ વાર્તા કર્તા રચે છે છતાં તેના બનાવો એની મેળે ચાલતા જણાવા જોઇએ. તેણે ચલાવ્યાની નિશાની ક્યાંય ન જોઈએ. જેમ શિલ્પી ટાંકણાથી મૂર્તિ ઘડે પણ મૂર્તિ ઉપર ક્યાંય ટાંકણાનું નિશાન ન જોઈએ તેમ વાર્તાકાર વાર્તા ઘડે છે છતાં ક્યાંય પણ તેણે અમુક બનાવ બનાવરાવ્યો એવું જણાવું ન જોઇએ. એને હું વાર્તાકલાનો વિરોધ કે વિરોધાભાસ ( Paradox ) કહું છું. વાર્તા પોતાની મેળે આગળ ચાલવી જોઈએ, એટલે એ જીવન્ત જોઈએ. વાર્તાનું પાત્ર મરતું હોય તો એની મેળે મરવું જોઈએ, કર્તાએ કરુણ નિષ્પન્ન કરવા પાત્રને મારી નાંખ્યું એમ પ્રતીત થવું ન જોઇએ. અમુક પરિણામ ખાતર જાણે બનાવ બન્યો છે એમ ન લાગવું જોઈએ પણ એ બનાવ ને એ પરિણામ એક જ નિર્માણથી બન્યાં છે એમ લાગવું જોઈએ. કલામાં સાધન અને સાધ્યનો ભેદ આ દૃષ્ટિએ નથી હોતો.

મેં ઉપર કહ્યું કે વ્યાવહારિક જગતના બધા બનાવો વાર્તામાં સંભવિત ગણાય નહિ. એ રીતે વાર્તાની સંભવિતતા જગતના બનાવો કરતાં વધારે મર્યાદિત છે અને સંકુચિત છે. તો બીજી રીતે જગતમાં કદી ન બનતા બનાવો વાર્તામાં સંભવિત તરીકે આવી પણ શકે છે. અરેબિયન નાઇટ્સ, કથાસરિત્સાગર વગેરે અનેક વાર્તાઓમાં કેવળ અસંભવિત બનાવો પાર વિનાના આવે છે. આ બનાવો વાર્તામાં સંભવિત બને છે તેનું કારણ લેખક વાચકની બુદ્ધિને એ સ્વીકારવા તરફ ઉત્તેજે છે તે છે. લેખક આપણા જગતથી ભિન્ન નવી સૃષ્ટિમાં વાચકને લઈ જાય છે, જ્યાં તે આ જગતની મર્યાદાઓ સ્વીકારતો નથી અને લેખકની ઉત્તેજના પ્રમાણે જગતમાં અસંભવિત એવા બનાવો તે ઘડવા માંડે છે. તે એમ કરે છે તેનું કારણ એ છે કે એ ઘડતરપ્રવૃત્તિ વાચકને ઇષ્ટ છે. દાખલા

તરીકે, મરજીમાં આવે ત્યાં ઊડીને જઇ શકાય, મરજીમાં આવે ત્યારે તિરોહિત–અદૃશ્ય થઈ શકાય, અદૃશ્ય રહી ગમે તેટલે દૂર ઘોકાથી કોઈને મારી શકાય, આ બધી પ્રવૃત્તિઓ કોઈ પણ એક વ્યક્તિને નહિ, પણ આખી માણસજાતને ઇષ્ટ છે. લાખો વરસોથી માણસે આવી શક્તિઓ જ્ઞાત કે અજ્ઞાત રીતે ઇચ્છી છે. જંગલી પ્રાણીઓથી કે શત્રુઓથી બચવા, કે શિકાર કરવા કે શત્રુઓને મારવા, કે ઇષ્ટ જનોને મળવા તેણે આવી શક્તિઓ લાખો વરસોથી ઇચ્છી છે. અને એ ઇચ્છાઓ અનુસાર વાચક પોતાની કલ્પનાશક્તિને, એ દિશામાં જવા દે છે. જગતના સંભવાસંભવની બુદ્ધિને આવું કલ્પતાં ક્લેશ નથી થતો, ઊલટી મજા આવે છે. માટે આવા બનાવો વાર્તામાં આવે છે. આવી ચમત્કારક કે અલૌકિક શક્તિઓ સંપાદન કરવાની રીત પણ મનુષ્યસ્વભાવને પ્રતીતિકર હોવી જોઇએ. જૂના સમયમાં આવી શક્તિઓ મંત્રથી મળી શકતી એમ મનાતું. ભાષા એ ઘણા ગૂઢ સામર્થ્યવાળી છે એ માણસજાતનો ઘણો જૂનો સંસ્કાર છે, અને તેથી એવી શકિત જૂના સમયમાં ભાષાથી મળતી જણાવાતી. વળી તપથી પણ એ પ્રાપ્ત થતી, અને તપની ઉપર પણ માણસજાતની શ્રદ્ધા ઘણી પ્રાચીન છે. હાલ એવી વાર્તાઓમાં આવી શક્તિની સિદ્ધિ સાયન્સ–વિજ્ઞાન દ્વારા મેળવેલી નિરૂપાય છે કારણકે હાલના જમાનામાં સાયન્સ એવું કરી શકે એવું ગણાય છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે માણસજાતના સંસ્કારો સૈકે સૈકે જેમ બદલાય તેમ વાર્તાકારની પદ્ધતિઓ પણ બદલાય.

આપણે જોયું કે અલૌકિક શક્તિઓ સંપાદન કરવાની રીત માનવ-સંસ્કારોને અનુકૂળ હોવી જોઇએ. પણ તેથી પણ વધારે અનુકૂળ એ શક્તિઓનો વિનિયોગ હોવો જોઇએ. મનુષ્યસ્વભાવને વ્યક્ત કરવા જ એ શક્તિઓ આવવી જોઇએ. અરેબિયન નાઈટ્સમાં કે ડૉ. જેકિલ અને હાઇડની વાર્તામાં કે એચ. જી. વેલ્સની 'ઇન્વીઝિબલ મૅન'ની વાર્તામાં એ અલૌકિક શક્તિઓનો ઉપયોગ કે વ્યાપાર માનવમાં રહેલી ગૂઢ વાસનાનુસાર થાય છે: ઊડવાની શક્તિ વાર્તામાં ઇષ્ટજનને મળવા કે ભયથી દૂર રહેવા વપરાય. એક પણ શક્તિ મનુષ્ય-સ્વભાવથી પ્રતિકૂલ રીતે, અમાનવી રીતે વપરાય નહિ. જેમ વ્યવહારમાં માનવ માટે અમાનવ બનવું અશક્ય છે, તેમ કલામાં પણ તેને માટે અમાનવ બનવું અશક્ય છે. કશી જ અમાનવ વસ્તુમાં માનવને રસ પડી શકે નહિ! મહાભારત, રામાયણ, અરેબિયન નાઇટ્સ, બધાંમાં જ્યાં જ્યાં આવી ચમત્કારક શક્તિઓ આવે છે ત્યાં ત્યાં સર્વત્ર તેનો વિનિયોગ માનવસ્વભાવને એ રીતે વ્યકત કરવા જ

મનઃસ્થિતિ તે સમજી શકતો નથી, એ એનું રહસ્ય છે. વાર્તાની સમગ્રતા આ રહસ્યથી બને છે. વાર્તામાં રહસ્ય સંપૂર્ણ પ્રતિબિંબિત થવું જોઈએ. વાર્તાના બનાવો અધવચ રહી જાય એ દોષ નથી, પણ રહસ્ય અપૂર્ણ રહે એ દોષ છે. ઇતિહાસમાં બનાવ પૂરો થવો જોઈએ, વાર્તામાં રહસ્ય પૂરું થવું જોઈએ. આ વાત ઘણી સાદી દેખાય છે છતાં મેં અનેક વાર્તાઓ એવી જોઈ છે જેમાં કાંઈ રહસ્ય જ ન હોય ! અને જો કોઈ આ રહસ્યની આવશ્યકતા ન સમજતું હોય તો તેને એ સમજાવવું ઘણું મુશ્કેલ છે એમ મેં મારા અનુભવથી જોયું છે. તેને માટે સારામાં સારો ઉપાય, મહાન વાર્તાકારોની વાર્તાનું વારંવાર પરિશીલન એ જ છે.

દરેક કલા પોતપોતાની રીતે જીવનનું રહસ્ય પ્રકટ કરવા પ્રયત્ન કરે છે. દરેક કલા પોતાના ઉપાદાનની શક્યતા અને મર્યાદામાં જે રહસ્ય પ્રકટ કરી શકાય તેને પ્રકટ કરે છે. કલાકાર એ ઉપાદાનના પરિચયથી અને પોતાની પ્રતિભાથી પોતે પસંદ કરેલા સાહિત્ય–પ્રકારમાં શું પ્રગટ કરી શકાય ને શું નહિ, તે સમજી જાય છે. અથવા બીજી રીતે એમ કહીએ કે રહસ્ય ઉપરથી તેને અનુકૂળ સ્વરૂપ નક્કી કરે છે. એ સિવાય ટૂંકી વાર્તામાં શું કહી શકાય ને શું ન કહી શકાય તે સંબંધી સામાન્ય નિયમ કરી શકાય નહિ. સામાન્ય રીતે એમ લાગે કે જે રહસ્યો આખા જીવનપટને જોવાથી જ સમજી શકાય, તેવાં રહસ્યો ટૂંકી વાર્તામાં બતાવી ન શકાય. પણ સર જેમ્સ બેરી એક નાની જ નાટિકામાં એવું કરી બતાવે છે. એક પરિણીત દંપતી ત્રણ વાર સોલીસીટરને ત્યાં વિલ કરાવવા જાય છે, અને પહેલી વાર જે દંપતી અત્યંત મુગ્ધ અને પરસ્પર આસક્ત હતાં, તે છેવટ કેવાં લાગણી વિનાનાં અને ગણતરીબાજ થઈ ગયાં છે તે બતાવેલું છે. એટલે ઘણો આધાર વાર્તાકારના કૌશલ ઉપર રહે છે.

વાર્તાઓ ઘણીખરી ગદ્યમાં લખાય છે અને ગદ્ય છપાય છે તેથી વાર્તાકારનું વક્તવ્ય અસલ સ્વરૂપમાં સચવાઈ રહી શકે છે. આથી સાહિત્યસર્જનમાં વસ્તુ રીતિ ભાવ વગેરેની બાબતમાં અવકાશ ઘણો વધી ગયો છે. વાર્તા જ્યારે છપાતી નહોતી, માત્ર કહી જ શકાતી હતી, ત્યારે તેના બનાવો ઘણે ભાગે સમયાનુક્રમમાં જ કહેવા પડતા. હવે છપાતી વાર્તામાં વાર્તાના બનાવોને કર્તા ગમે તે ક્રમે મૂકી શકે છે. કહેવાતી વાર્તામાં માનવસ્વભાવ ઉક્તિથી કે સંવાદથી ન બતાવી શકાય, કારણકે મુખપરંપરામાં ગદ્યની ઉક્તિ બરાબર સચવાઈ શકતી નથી, અને તેથી કર્તાને ઘણે ભાગે બનાવ અને ક્રિયા ઉપર વધારે આધાર રાખવો પડતો. હવે ઉક્તિ સચવાઈ રહે છે તેથી માત્ર ઉક્તિથી પણ તે સ્વભાવ બતાવી શકે. તેથી સ્વભાવના જે અંશો ક્રિયા સુધી ન પહોંચે તે પણ વાર્તામાં ઊતરી શકે. ટૂંકી વાર્તામાં

જીવનના ઘેરા રંગો પણ આવી શકે છે, પણ તેની વિશિષ્ટતા એ છે કે જીવનના આછા રંગો પણ એમાં આવી શકે છે. એકબે દાખલાથી આ સ્ફુટ કરવા પ્રયત્ન કરીશ. નીચેની વાર્તા માનસીના અંકમાં આવેલી. વાર્તાની વિગતો યાદ નથી પણ તેનો વાંધો નથી.

( માનો કે ) આમસ્ટર્ડામ જતી ટ્રેનમાં બે ઉતારુઓ છે. તેમાં એક અજાણ્યો છે અને બીજો તે જ શહેરનો વતની છે અને ઘણે વરસે પોતાને ઘેર જતો હોય છે. પેલો શહેરનો માણસ અજાણ્યાને બને તો સહાયભૂત થવા આમસ્ટર્ડામ વિશે ઉપયોગી માહિતીઓ આપે છે, અને તેને કહે છે કે આમસ્ટર્ડામમાં એક સરસ હોટલ છે તેમાં ઊતરજો. હોટલના માણસો સારા છે, સામે દૃશ્ય સુંદર છે, વગેરે અનેક વખાણ તે કરે છે પણ હોટલનું નામ ભૂલી ગયો હોય છે. તે ઘણો પ્રયત્ન કરે છે પણ તેને સાંભરતું નથી. સ્ટેશન આવે છે, પેલો અજાણ્યો માણસ ઊતરતી વખતે પૂછે છે, છતાં પોતાને નથી સાંભરતું. એ અજાણ્યો માણસ તો પછી જુદો પડીને ચાલ્યો જાય છે. પણ આ માણસને આ ભુલાઈ ગયાનો સંતાપ થાય છે. તે ઘેર જાય છે. કુટુંબના માણસો સાથે વાત કરવામાં તેનું ચિત્ત પરોવાતું નથી, રાત્રે ઊંઘ આવતી નથી. અને છેવટે એટલો બધો વ્યગ્ર થાય છે કે પથારી છોડી, મધરાતે એ હોટલ જઈને તેનું પાટિયું વાંચી આવે છે.

અને નામ ત્યારે નીકળે છે—આમસ્ટર્ડામ હોટલ—એ જ શહેરનું !

આમાં રહસ્ય એટલું જ છે કે માણસ કોઈવાર બહુ જ પરિચિત વાત પણ ભૂલી જાય છે, અને કોઈવાર ભૂલી ગયેલી વાત ભલે એ વાતનું કંઈ પણ પ્રયોજન ન હોય છતાં એટલી બધી ખટકે છે કે એ સાંભરે નહિ ત્યાં સુધી જંપ ન વળે. આ વાત જો લખાય નહિ તો કહેવાના એક નાના ટુચકા તરીકે પણ સુંદર લાગે તેવી છે. મેં ઉપર સાર આપ્યો છે, તેમાં તેનું રૂપ સ્વાભાવિક રીતે કહેવાતા ટુચકા જેવું થઈ પણ જાય છે.

એક બીજી વાર્તા, સદ્‌ગત રમણભાઈની, ‘ચિઠ્ઠી’ યાદ કરો તેમાં રહસ્ય એ છે કે આપણા સમાજમાં માણસો કેવા કેવા મૂર્ખતાવાળા અને અન્યાયવાળા સ્વાર્થો સાધવા ચિઠ્ઠીઓ માગે છે. આ ચિઠ્ઠીની વાર્તામાં એક રીતે એમ કહી શકાય કે એ કોઈ પણ વ્યક્તિ કરતાં આખા સમાજની એક ટેવ ઉપર પ્રકાશ નાંખે છે. તેમાં કોઈ પણ એક વ્યક્તિના ગુણો ઉપર પ્રકાશ નથી પડતો, માત્ર સમાજનું વ્યક્તિગત સ્વાર્થીપણું લક્ષમાં આવે છે. આ વાર્તાઓનું રહસ્ય એવું છે કે એટલાને જ વ્યક્ત કરવા આખી નવલકથા ન લખી શકાય. અને ટૂંકી વાર્તાની એ જ વિશિષ્ટતા છે. તેનાથી આવાં નાનાં નાનાં છતાં જાણવા જેવાં રહસ્યોને વાર્તામાં પ્રગટ થવાનો અવકાશ મળે છે. તેનું ભવિષ્ય મોટું છે.

હવે એક પ્રશ્ન ચર્ચી આ વિષય પૂરો કરીશ. નવલકથાથી મોટી કથાને આપણે 'પુરાણ'* કહી શકીએ. તેમ ટૂંકી વાર્તાથી મોટી અને નવલકથાથી નાની એવી લાંબી વાર્તાનો વર્ગ સ્વીકારવાની જરૂર છે ખરી ? મને લાગે છે કે એવો વર્ગ સ્વીકારવો ઠીક છે. શ્રી. મુનશીની 'પૃથિવીવલ્લભ' અને 'સ્નેહસંભ્રમ' વાર્તાને 'નવલકથા' કહેવા કરતાં 'લાંબી વાર્તા' કહીએ તો વધારે સારું. એ વાર્તામાં નવલકથા જેવો વાર્તાનો ઉઠાવ નથી. આ બન્ને વાર્તાનું વસ્તુ નવલકથા જેવું અનેક પાસાવાળું નથી, પણ એકધારું ચાલ્યું આવતું વૃત્તાન્ત છે. સદ્ગત શરદબાબુની 'વિપ્રદાસ' નવલકથા છે; પણ તેમનું 'સ્વામી' 'દેવદાસ' અને એ જ દૃષ્ટિએ 'દત્તા' સુદ્ધાં લાંબી વાર્તા છે. આ રીતે આપણે વૃત્તાન્તબીજ કથાસાહિત્યનો નીચે પ્રમાણે ક્રમ કરી શકીએ: ટુચકો, ટૂંકી વાર્તા, લાંબી વાર્તા; નવલકથા અને પુરાણ. આ સર્વનું વાહન ગદ્ય છે, અને ગદ્યમાં હજી પુષ્કળ વિકાસને સ્થાન છે કારણકે ગદ્યનો વિસ્તારી વિકાસ મુદ્રણકલા પછીથી થયો છે. આપણા સાહિત્યકારોનો આ દિશાનો પ્રયત્ન બહુ ફળદાયી નીવડવા સંભવ છે. +



* પ્રો. બ. ક. ઠાકોર 'પુરાણ'ને બદલે 'મહાનવલ' શબ્દ પસંદ કરે છે. 'પુરાણ' શબ્દ અમુક જ પ્રકારના પ્રાચીન, ઘણેભાગે શ્લોકબદ્ધ સાહિત્ય માટે વપરાયો છે: એ જો 'મહાનવલ' શબ્દ વધારે સારો છે.

+ પ્રાચ્યવિદ્યામંદિર, ભાષાન્તરશાખા, વડોદરા ( વડોદરા રાજ્ય કેળવણી ખાતું તરફથી યોજાયેલી વ્યાખ્યાનમાલામાં તા. ૧૭ માર્ચ ૧૯૩૮ના રોજ આપેલું વ્યાખ્યાન.

# સાક્ષર શ્રીજિનવિજયજીનો

## પરિચય

**દેવી શારદાનાં ઉપાસકો ! સજ્જન સાક્ષર બંધુઓ અને બહેનો !**

શ્રીમંત સરકાર ને. ના. મહારાજા સાહેબના પ્રોત્સાહનથી ભરાતા આ ગુજરાતી સાક્ષર–સંમેલનમાં આમંત્રિત આજના વિદ્વાન્ વ્યાખ્યાતા શ્રીયુત જિનવિજયજીનો પરિચય કરાવવાનું કાર્ય મ્હને સોંપવામાં આવ્યું છે; તે બજાવવા હું આપની સમક્ષ ઉપસ્થિત થયો છું.

સાક્ષર શ્રીજિનવિજયજીની જન્મભૂમિ; ઉદયપુર સંસ્થાન(મેવાડ)માં હોવા છતાં, તેઓએ વિદ્યાભૂમિ અને આશ્રયભૂમિ તરીકે ગુજરાતને વર્ષોથી પસંદ કરેલ છે. તથા ગુજરાતના ગૌરવભર્યા ઇતિહાસના પ્રામાણિક સંશોધન–સંપાદન અને પ્રકાશન કરવા માટે પ્રશંસનીય પ્રયત્નો કર્યા છે. પોતાની પરમાર રાજપૂત જાતિને અને 'પ્રથમ વડા પરમાર, પૃથ્વી પરમારાંતણી' એ પ્રસિદ્ધ ઉક્તિને સાહિત્યના ક્ષેત્રમાં સાર્થક કરી છે.

તેઓએ વિવિધ દેશોમાં પર્યટન કરી વિવિધ જ્ઞાન મેળવ્યું છે. જર્મની જઈ ત્યાંના સ્કોલરોની કર્તવ્ય-પદ્ધતિનો સારો ખ્યાલ મેળવ્યો છે. ત્યાંની સાહિત્ય-સંશોધક સંસ્થાઓનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી બહોળો અનુભવ મેળવ્યો છે. તેઓ જર્મની જઇને ત્યાંથી પીએચ. ડી. જેવી કોઈ ડિગ્રી લાવ્યા હોય, તો તેની મને ખબર નથી, તેમ છતાં તેવા ડિગ્રીધારીઓએ અથવા ડિગ્રી પ્રત્યે મોહ ધરાવનારાઓએ, તેમની પાસેથી શીખવા જેવું ઘણું છે. ઐતિહાસિક શોધખોળ-વાળા તેમના એડિટ કરેલા ગ્રંથો અને મનનીય લેખ-નિબંધોમાંથી પણ સંશોધક સાક્ષરોને ઘણું જ્ઞાન મળી શકે તેમ છે.

તેઓ સંસ્કૃત, પ્રાકૃત, પાલી, અપભ્રંશ, પ્રાચીન અર્વાચીન ગુજરાતી, રાજસ્થાની, હિંદી, અંગ્રેજી, અને જર્મન વિગેરે વિવિધ ભાષાઓમાં નિપુણતા ધરાવે છે. રાષ્ટ્રભાષા-હિંદી પર તેમનો અસાધારણ કાબૂ છે અને તેઓ અનેક લિપિઓના પણ જ્ઞાતા છે. યતિ-મુનિ-જીવનનો અને સ્વરાજ્ય-સત્યાગ્રહ-અસહકારના સમયના ( સન્ ૧૯૩૧ ના ) જેલ-જીવનનો પણ તેમને અનુભવ છે.

ઇતિહાસ, એ એમનો પ્રિય વિષય છે. પ્રાચીન જૈનસાહિત્યનું સ્વચ્છ સંશોધન-સંપાદન, એ તેમનું પરમ વ્યસન છે. પ્રાચીન અસ્ત-વ્યસ્ત ઐતિહાસિક સાધન-સામગ્રીને એકત્ર કરી વ્યવસ્થિત રૂપમાં ગોઠવી સમાજને ઉપયોગી થાય તેવા સરસ સ્વરૂપમાં પ્રકાશમાં મૂકાવવી-એ તેમની મહદાકાંક્ષા છે અને એ તરફ વર્ષોથી તેમનો વ્યવસાય સતત ચાલુ છે.

સાહિત્ય-સેવાનો પ્રારંભ કરતાં તેઓએ વડોદરાને પ્રથમ પદ આપ્યું હતું. વીશ વર્ષ પહેલાં તેઓ વડોદરામાં વસતા હતા, ત્યારે સદ્‌ગત સાક્ષર ચીમનલાલ દલાલની પ્રેરણાથી તેઓએ કુમારપાલ-પ્રતિબોધ જેવા વિસ્તૃત ( ૮૮૦૦ શ્લોકપ્રમાણ ) પ્રાકૃત ગ્રંથને એડિટ કરવાનું કાર્ય ઉપાડી લીધું હતું. જે આપણી સુપ્રખ્યાત ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝમાં નં. ૧૪ તરીકે પ્રકાશિત થઈ ગયેલ છે.

એ સમય દરમ્યાન, તેઓએ વડોદરાવાસી પ્રવર્તક શ્રીકાંતિવિજયજીના નામવાળી જૈન ઇતિહાસમાલામાં ૧ વિજ્ઞપ્તિ ત્રિવેણી, ૨ કૃપારસકોશ, ૩ શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ, ૪-૫ પ્રાચીન જૈન લેખસંગ્રહ ભાગ ૧-૨, ૬ દ્રૌપદીસ્વયંવર ( નાટક ) અને ૭ જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્યસંચય વિગેરે અનેક ગ્રંથોનું સંશોધન-સંપાદન સરસ રીતે કર્યું હતું. છેલ્લા ગ્રંથનું કેટલુંક કાર્ય મ્હારે બજાવવું પડયું હતું; કારણકે એ વખતે તેઓ મહાત્મા ગાંધીજીની

પ્રેરણાથી ગુજરાત વિદ્યાપીઠ (અમદાવાદ)માં, ગુજરાત પુરાતત્ત્વ મંદિરના આચાર્ય તરીકેની પ્રવૃત્તિમાં જોડાઈ ગયા હતા. ત્યાં રહીને પણ તેઓએ ૮ પ્રાકૃત જૈનકથાસંગ્રહ, ૯ પાલી પાઠાવલિ, ૧૦ અભિધાનપ્પદીપિકા ( પાલી-કોશ ), ૧૧ પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભ (જેમાં બાલશિક્ષા ઔક્તિકવાળા મ્હારા લેખના અંશનો પણ સમાવેશ છે), ૧૨ વિજયદેવ-માહાત્મ્ય, ૧૩ જીતકલ્પસૂત્ર, ૧૪ ખરતરગચ્છ-પટ્ટાવલી-સંગ્રહ જેવા ગ્રંથોનું સંશોધન કર્યું છે.

પુરાતત્ત્વ-સંશોધનનો પૂર્વ ઇતિહાસ, હરિભદ્રસૂરિ-સમયનિર્ણય જેવા ગહન, અભ્યાસ-સાધ્ય, મનનીય લેખ-નિબંધો લખી તેઓએ પ્રસિદ્ધ વિદ્વાનોનું લક્ષ્ય ખેંચ્યું છે, અને સાક્ષરોને તે તરફ રસ લેતા કર્યા છે.

‘ જૈન સાહિત્ય-સંશોધક ’ નામની ગ્રંથમાલા, તે જ નામનું ત્રિમાસિક ( જર્નલ ) અને ‘ મહાવીર ’ નામનું પાક્ષિક પત્ર વિગેરેના સંચાલનમાં તેઓએ વર્ષો સુધી હિંમત અને દક્ષતા દર્શાવી હતી.

પૂના ( દક્ષિણ )ના ભાંડારકર ઓરિએન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટયૂટે તેમની સેવા-સહાયતાની કદર તરીકે તેમને ઑનરરી મેંબર બનાવ્યા છે.

ડૉ. રવીન્દ્રનાથ ટાગોર( ઠક્કુર )ના વિશ્વભારતી શાંતિનિકેતન ( બંગાલ )માં તેમના પ્રયત્નથી સિંઘી જૈન જ્ઞાન-પીઠની સ્થાપના થતાં, તેઓએ ત્યાંના અધિષ્ઠાતા-અધ્યાપક તરીકેનો કાર્ય-ભાર ઉપાડી લઈ સિંઘી જૈન-ગ્રંથમાલા દ્વારા ૧૫ પ્રબંધચિંતામણિ, ૧૬ પુરાતનપ્રબંધ-સંગ્રહ, ૧૭ પ્રબંધકોષ અને ૧૮ વિવિધતીર્થકલ્પ જેવા ગ્રંથોનાં ઐતિહાસિક દૃષ્ટિએ અત્યુપયોગી આદર્શ નવીન સંસ્કરણો પ્રકાશમાં મૂકાવ્યાં છે પ્રાકૃત, અપભ્રંશ તથા પ્રાચીન દેશભાષાઓ પર અને ઇતિહાસ પર પ્રકાશ પાડનારી વિક્રમની નવમી સદીની પ્રા. કુવલયમાલા કથા અને બીજા અનેક ગ્રંથોનું સંપાદનકાર્ય તેઓ ચલાવી રહ્યા છે.

સન્ ૧૯૩૩ માં મુંબઈ યુનિવર્સિટીએ વસનજી માધવજી વ્યાખ્યાનમાલામાં ‘ ગુજરાતની પ્રાચીન સંસ્કૃતિ ’ વિષયક ભાષણો તેમની દ્વારા કરાવ્યાં હતાં, અને એ જ અરસામાં તેઓએ અમદાવાદની ગૂજરાત સાહિત્ય-સભાને સન્માન્ય સભ્ય તરીકે ‘ પ્રાચીન ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની સાધન-સામગ્રી ’ નામના ગવેષણાપૂર્ણ ભાષણની ભેટ ધરી હતી.

સન્ ૧૯૩૬માં ગુજરાતી સાહિત્ય પરિષદે તેમની સુયોગ્યતા વિચારી ૧૨મા અધિવેશનમાં, અમદાવાદમાં, ઇતિહાસ વિષય વિભાગમાં પ્રમુખ તરીકેનું સન્માન તેમને આપ્યું હતું.

ગુજરાતના વર્તમાન ભોજ પ્રજાપ્રિય વિદ્વદ્વત્સલ ને. ના. શ્રીમંત સરકાર **મહારાજા સાહેબનો** આભાર આપણે કેમ ભૂલી શકીએ કે જે નામદારની વિદ્યાવૃદ્ધિની સ્તુત્ય વિશાલ યોજનાઓમાં આ **સાક્ષર** વ્યાખ્યાનમાલા પણ વિશિષ્ટ ઉચ્ચ સ્થાન ધરાવે છે; જે દ્વારા પ્રોત્સાહિત થયેલા બહુબુદ્ધિશાલી બહુશ્રુત અને વિવિધ વિષયના બહોળા અનુભવી આવા સાક્ષરોના ગંભીર વિચારો સાંભળવાની આપણને અમૂલ્ય તક મળે છે.

શ્રીયુત જિનવિજયજી 'ગુજરાતનો જૈનધર્મ' એ વિષય પર વિદ્વત્તા ભર્યું વ્યાખ્યાન કરી પોતાનો વિશેષ પરિચય સ્વયં કરાવશે. આશા છે કે આપ સૌ શાંતિથી સાંભળશો.

તા. ૧૭-૩-૩૮

**લાલચંદ્ર ભ. ગાંધી.**
જૈન પંડિત

# ગુજરાતનો જૈનધર્મ

સજ્જનો !

મેં મારા આજના વ્યાખ્યાનનો વિષય ગુજરાતનો જૈનધર્મ એ રાખ્યો છે. જૈનધર્મના આધુનિક સ્વરૂપથી તો આપ બધા સારી પેઠે પરિચિત હશો જ. તેથી સ્વાભાવિક રીતે જ એવું મનમાં થાય કે જૈનધર્મ વિષે વળી ખાસ વ્યાખ્યાન આપવા જેવું શું હોઈ શકે ? પણ મારો ઉદ્દેશ અહીં જૈનધર્મના વર્તમાન-જીવન વિષે કાંઈ ખાસ કહેવાનો નથી. પણ ઐતિહાસિક દૃષ્ટિએ એના ભૂતકાલીન વ્યક્તિત્વ વિષે કેટલીક મીમાંસા હું કરવા ઇચ્છું છું. જૈનધર્મે ગુજરાતમાંના સંસ્કૃતિક જીવનમાં કેવો અને કેટલો ફાળો આપ્યો એ વિષે ખુદ જૈનોને પણ કશી વિશેષ કલ્પના નથી તો જૈનેતરોને તો તે ક્યાંથી જ હોય !

આપણને આપણા ધર્મ, સમાજ અને સંસ્કૃતિના ઇતિહાસનું બરાબર જ્ઞાન નથી હોતું અને તેથી આપણે આપણા પ્રજાકીય જીવનની દૃષ્ટિએ અનેક ભ્રમણાઓમાં અટવાઇએ છીએ. ધર્મ અને સમાજના જે વિદ્યમાન વાતાવરણમાં આપણે જીવીએ છીએ તેને જ આપણે શુદ્ધ અને સનાતન ધર્મ સમજી લઇએ

છીએ. દેશ-કાળની પરિસ્થિતિના બળે ધર્મ અને સમાજની નીતિરીતિમાં સતત મોટાં પરિવર્તનો થતાં આવ્યાં છે અને થયા જ કરે છે એ વિચારને હૃદયંગમ કરવા જેટલી આપણી પ્રજાની બુદ્ધિશક્તિ તત્પર નથી હોતી, અને તેથી આપણે આપણા પ્રજાકીય જીવનની સાચી સુધારણા અને ઉન્નતિના ઉપાયોને પણ શંકા અને ભયની દૃષ્ટિએ હંમેશાં જોયા કરીએ છીએ અને ધાર્મિક અને સામાજિક અધોગતિના ભોગ થઇએ છીએ. ધર્મ કે સમાજના કોઈ પણ સિદ્ધાંતો અને નિયમો અમુક ઐતિહાસિક પરિસ્થિતિના કારણે જ અસ્તિત્વમાં આવેલા હોય છે. પરિસ્થિતિ બદલાતાં સિદ્ધાન્તો અને નિયમો પણ બદલાય જ છે. અને એ રીતે બદલાતા સિદ્ધાન્તો કે નિયમોથી ધર્મ કે સમાજનો નાશ નહિ પણ વિકાસ જ થાય છે. એ વસ્તુ આપણને ય ત્યારે જ બરાબર બુદ્ધિગ્રાહ્ય થઈ શકે જ્યારે આપણને એ ઐતિહાસિક પરિસ્થિતિનું યથાર્થ જ્ઞાન હોય. આવા ઐતિહાસિક જ્ઞાનના અભાવે દરેક પ્રજા પોતાના ધર્મના સિદ્ધાંતો અને સમાજના નિયમોને કોઈ ઇશ્વરે કે ઇશ્વરપ્રેરિત દૈવી પુરુષે સ્થાપિત કરેલા માને છે. અને તેમાં કોઈ પણ જાતના પરિવર્તનને અનિષ્ટ અને અક્ષમ્ય માને છે અને એ રીતે જે દવા રોગના નાશ માટે રામબાણ ઉપાય તરીકે ગણાતી હોય તેને જ રોગની પોષક માની તેનાથી દૂર નાસવા પ્રયત્ન કરે છે અને પરિણામે પોતાનો જ નાશ વહોરી લે છે. આપણી જે ધાર્મિક અને સામાજિક અવનતિ થઈ છે અને તેના કારણે આપણે જે રીતે આજે કેટલા યે સૈકાઓથી પરાધીનતા અને પામરતાના ભોગ થઈ રહ્યા છીએ તેનું કારણ, બીજું કાંઈ જ નહિ પણ આપણી પ્રજાની એ અજ્ઞાન-જન્ય ઊંડી અંધશ્રદ્ધા છે. <u>ધર્મનો કોઈ સિદ્ધાંત કે સમાજનો કોઈ નિયમ ત્રિકાલાબાધિત હોઈ શકે જ નહિ.</u> એ સિદ્ધાંતો અને નિયમો બનાવનાર, કોઈ ઈશ્વર કે માનવેતર શક્તિ નથી. પણ તે આપણા જેવા જ શરીર અને સંસ્કાર ધારણ કરનારા માનવીઓ જ હતા. પોતાના દેશ-કાલની પરિસ્થિતિ પ્રમાણે પોતાના જનસમૂહોના કલ્યાણ અર્થે તે તે પ્રકારના સિદ્ધાંતો-નિયમો સ્થાપિત કરવાની તેમને આવશ્યકતા જણાઈ અને તેમણે તેમ કર્યું. જ્યાં સુધી એવી પરિસ્થિતિ ચાલુ રહી હોય અને એ સિદ્ધાંતો અને નિયમો પ્રજાને લાભકર્તા બની રહ્યા હોય ત્યાં સુધી પ્રજાએ તેમનું પાલન કરવું એ આવશ્યક છે. પણ જો પરિસ્થિતિ બદલાઈ જતી હોય અને એ સિદ્ધાંતો કે નિયમો લાભના બદલે ઊલટા હાનિકર્તા થઇ પડતા હોય તો, આપણે તેમાં પરિવર્તન કરવું જ જોઇએ અને આપણી પરિસ્થિતિ પ્રમાણે આપણે નવા સિદ્ધાંતો કે નવા નિયમો ઘડી કાઢવા જોઇએ. પરિવર્તન એ તો પ્રકૃતિનો અબાધિત નિયમ છે. વસ્તુમાત્રમાં રૂપાન્તર ભાવ ઉત્પન્ન કરવો એ તો કાલનો મુખ્ય સ્વભાવ છે. સમગ્ર ચેતન-અચેતન

સૃષ્ટિમાં પ્રકૃતિનો એ નિયમ, કાલનો એ સ્વભાવ અવ્યાહતપણે પ્રવર્તે છે. જેની ઉત્પત્તિ છે તેનો નાશ પણ અવશ્ય છે જ. અખંડ બ્રહ્માંડ એ મહાનિયમને વશવર્તી છે. તો પછી આપણો આ ક્ષુદ્ર માનવસમાજ તેમાં અપવાદ શી રીતે હોઈ શકે ? પ્રકૃતિના એ નિયમથી આપણે વિરુદ્ધ શી રીતે વર્તી શકીએ ? અને જો આપણી અજ્ઞાનતાને કારણે આપણે એ રીતે વર્તવા જઈએ, તો પ્રકૃતિ તે સહી પણ શી રીતે શકે ? અગ્નિનો સ્વભાવ દાહ ઉત્પન્ન કરવાનો છે. એના એ સ્વભાવ-ને ન ગણકારી આપણે એની સાથે વિરુદ્ધ વર્તન કરવા જઈએ તો એ પોતાના સ્વભાવનો પરચો બતાવ્યા વિના રહે ખરો ? અજ્ઞાનમાં અજ્ઞાન બાળકને અને વિદ્વાન-માં વિદ્વાન વૃદ્ધને પણ અગ્નિ પોતાનો સ્વભાવ સરખી જ રીતે બતાવશે. તેવી જ રીતે પ્રકૃતિ પણ તેના નિયમથી વિરુદ્ધ વર્તનાર સમાજ કે ધર્મને પોતાના સ્વભાવનો પરચો આપ્યા વગર ન રહે. એના નિયમને ઓળખી લઈ આપણે એના અનુકૂળભાવે જીવનના સિદ્ધાંતો કે નિયમો બનાવીએ તો એ આપણા વિકાસ-ને વૃદ્ધિ પામવા દેશે અને જો તેથી પ્રતિકૂળ ભાવે આપણે વર્તન કરશું તો તે આપણો નાશ કરશે.

ધર્મ અને સમાજની આધુનિક વિચારહીન પરિસ્થિતિના કારણે આપણી પ્રજાની નવી પેઢી અનેક રીતે અકળાવા લાગી છે. એ પેઢીનો પ્રતિભાશાળી અને પ્રગતિગામી વર્ગ, વિદ્યુદ્વેગે પરિવર્તન પામતી જગતની પરિસ્થિતિ સાથે આપણી પ્રજાકીય ગતિ–સ્થિતિનો ક્યાં યે મેળ મળતો નથી એ જોઈ ખૂબ મુંઝાઈ રહ્યો છે; અને તેને આપણી આવી દશાના કારણમાં આપણું વિદ્યમાન ધાર્મિક વાતાવરણ જ મૂળરૂપે દેખાય છે અને તેથી એ વર્ગ, ધર્મના નામથી જ ભડકવા લાગ્યો છે.

એ વર્ગને એમ લાગી રહ્યું છે કે આપણા સર્વ પ્રકારનાં સામાજિક અનિષ્ટોનું મૂળ ધર્મ છે. ધર્મે જ આપણને મનુષ્ય–મનુષ્ય વચ્ચે ઉચ્ચનીચપણાનો ભયાનક ભેદભાવ બતાવ્યો છે. ધર્મે જ આપણને એક જાતિના માનવસમૂહને બીજી જાતિના માનવસમૂહ માટે સ્પૃશ્યાસ્પૃશ્યતાની અધમ બુદ્ધિ કેળવવાની શિખામણ આપી છે. ધર્મે જ એકબીજી માનવપ્રજાઓ વચ્ચે શત્રુભાવ પેદા કરવાની અને પોષવાની ભાવના જગાડી છે. ધર્મે જ સ્ત્રી–સ્વાતંત્ર્યના વિરોધનું વિધાન કરી, બાલ–લગ્ન, વૈધવ્યબંધન આદિ અનિષ્ટ રૂઢિઓદ્વારા સ્ત્રીજાતિની સર્વાંગીણ ઉન્નતિને અવરોધી છે. ધર્મની સંકુચિત ભાવનાને લીધે હિંદુ જાતિ સેંકડો –હજારો પેટાવિભાગોમાં વહેંચાઈ ગઈ છે, અને દુનિયાની દૃષ્ટિમાં તે સામર્થ્ય અને શક્તિ અને સંગઠનહીન માનવ–સમૂહ તરીકે ગણાય છે. ધર્મની સંકીર્ણ-વૃત્તિને લીધે આપણે જાતિજાતિવચ્ચે અને કુટુંબકુટુંબવચ્ચે પણ એકરાગ

ઉત્પન્ન કરી શકતા નથી અને સંઘશક્તિ કેળવી શકતા નથીઃ તો પછી આખી મહાપ્રજાની તો વાત જ શી કરાય ?

આ અને આવી જાતના બીજા અનેક વિચારો આજની વિચારશીલ અને ઉત્કર્ષાભિમુખ નવયુગીન પ્રજાને ધર્મની વિરુદ્ધમાં ઉશ્કેરી રહ્યા છે અને તેથી ધર્મના ક્ષેત્રમાં જે કાંઇ સારભૂત અને લાભદાયક તત્ત્વો છૂપાઈ રહેલાં છે તેનો પણ, સૂકા ભેગા લીલાના ન્યાયે, ઉચ્છેદ કરવા તેઓ ઉત્સુક થઈ રહ્યા છે. બીજી બાજુએ, એના પ્રત્યાઘાત રૂપે, ધર્મના રૂઢ અને મૂઢ ઉપાસકો, ધર્મનો જે સારહીન, માત્ર બાહ્ય આવરણરૂપ, ભાગ છે તેને જ ધર્મનો આત્મા માની, તેના જ રક્ષણમાં કૃતકૃત્યતા સમજી રહ્યા છે અને જે ફેંકી દેવાની જ વસ્તુ છે તેને જ સાચવી રાખવામાં અને જે સાચવવાની વસ્તુ છે તેની ઉપેક્ષામાં જ ધર્મની રક્ષા માની રહ્યા છે !

ધર્મની આ વિડંબના, ધર્મના યથાર્થ તત્ત્વની જે વ્યાપક અજ્ઞાનતા આપણી પ્રજામાં સૈકાઓથી બદ્ધમૂળ થઈ રહેલી છે તેને જ આભારી છે. જે વર્ગ ધર્મને પ્રજાકીય પ્રગતિનો વિરોધક માને છે, તે ખરી રીતે ધર્મનો કોઇ શુદ્ધ આત્મા નથી, પણ તેની અંદર ઉત્પન્ન થએલો વિકાર છેઃ અને જે વર્ગ પોતાને ધર્મિષ્ઠ તરીકે ઓળખાવી ધર્મના જે સ્વરૂપનું પોતે આચરણ કરી રહ્યો છે તે પણ ધર્મનું કોઇ સનાતન તત્ત્વ નથી; પરંતુ પ્રસંગ આવે કાઢી નાખવાલાયક કેળાના છીલકા જેવું ધર્મનું એક નિઃસાર અંગ છે. પ્રકૃતિમાં વિકૃતિ ઉત્પન્ન કરવી એ કાળનો ધર્મ છે. અને તે વિકૃતિને દૂર કરી ફરી પ્રકૃતિને શુદ્ધ કરવી એ મનુષ્યના પુરુષાર્થનો ધર્મ છે. એ નિયમાનુસાર ધર્મમાત્રના સ્વરૂપમાં કાળે કરીને વિકારભાવ ઉત્પન્ન થવાનો જ અને એ વિકારભાવનો વિચારશીલ પુરુષાર્થીઓદ્વારા નાશ પણ થવાનો જ. ભગવદ્‌ગીતાના

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

આ સુપ્રસિદ્ધ શ્લોકમાં ભગવાન શ્રીકૃષ્ણે જે ભાવ વ્યક્ત કર્યો છે તે આ જ નિયમને લક્ષીને છે.

ધર્મની શુદ્ધ પ્રકૃતિ કઇ અને તેની વિકૃતિ કઇ એની ચર્ચામાં ઊતરવાનો અહીં ઉદ્દેશ પણ નથી, તેમજ અવકાશ પણ નથી. આપણને એનું યથાર્થ જ્ઞાન જગતના ધાર્મિક ઇતિહાસોનું નિરપેક્ષ અવલોકન કરવાથી થઇ શકે છે એટલું જ અહીં કહેવું ઉદ્દિષ્ટ છે.

જેમ આપણા દેશના બધાય ધર્મો અને સમાજોની સ્થિતિ છે તેવી જ જૈનધર્મ અને સમાજની પણ છે. જૈનો પણ આજે પોતાના ધર્મના સિદ્ધાંતો

અને સમાજના નિયમોમાં દેશકાલની પરિસ્થિતિને અનુકૂલ એવાં કશાંય પરિવર્તનો થાય તો તેને શંકા અને ભયની લાગણીથી જુએ છે અને રૂઢિચુસ્ત સત્તાપ્રિય વર્ગ તેની સામે થાય છે. જૂનું એટલું બધું જ સારું અને સાચું એવી તેની માન્યતા હોય છે. જૂના ગ્રંથોમાં જે કાંઇ લખ્યું હોય તે બધું ખુદ તીર્થંકર મહાવીરે જ કહેલું છે અને તેમાં કશાય પરિવર્તન કે સંશોધનને અવકાશ નથી. જેમ દરેક ધર્મમાં છે તેમ જૈનધર્મમાં પણ અનેક સંપ્રદાયો પેદા થયા છે અને તે દરેક એકબીજાને વધતાઓછા પ્રમાણમાં જૈનાભાસ માને–કથે છે અને તે પોતાને જ ખુદ મહાવીરના સાચા અને શુદ્ધ અનુયાયી સમજે છે. આ બધું ઐતિહાસિક જ્ઞાનના અભાવનું ફળ છે.

વળી, જૈનોના વિષયમાં ઇતર ધર્માનુયાયી વર્ગમાં કેટલીક જુદી જ જાતની ખોટી કલ્પના અને ભ્રમણા રહેલી હોય છે. કોઈ તેને નાસ્તિક મત ગણે છે, કોઈ તેને બૌદ્ધ મતની શાળા સમજે છે અને કોઈ વળી તેને વિદેશી પણ કહેવાની ધૃષ્ટતા બતાવે છે. કેટલાક વિદેશી લેખકોના અંધ અનુકરણ કરનારા વિદ્વાનો, ઇસ્લામની જેમ જૈનધર્મને પણ એક તદ્દન જુદા જ આચારવિચારવાળો અને તેથી હિંદુ પ્રજા કે જાતિથી તેને તદ્દન સ્વતંત્ર ભાવનાવાળો ધર્મ માની તે રીતે તેની ચર્ચા કરે છે. કેટલાકોનો જૈનધર્મની સામે ભારે રોષ હોય છે. તેઓ એમ કહ્યા કરે છે કે એ અહિંસાની ભાવનાએ જ હિંદુસ્થાનમાં એક રીતે કાયરતા ઉત્પન્ન કરી છે અને તેના લીધે આર્યપ્રજા પૌરુષને ગુમાવી બેઠી અને તેથી વિધર્મી શત્રુઓ સાથે બાથ ભીડી ન શકવાથી તે આજે પરાધીન બની છે. જૈનધર્મ વિષે આવી આવી કેટલીક ખોટી ભ્રમણા જે જૈનેતર વર્ગમાં રહેલી દેખાય છે તેનું કારણ પણ એ જ ઐતિહાસિક જ્ઞાનનો અભાવ છે.

આ બધી બાબતો વિષે વિગતવાર ચર્ચા કરવા જેટલો આ વ્યાખ્યાનમાં અવકાશ નથી, તેથી આટલું સૂચન માત્ર કરી, હું ગુજરાતના જૈનધર્મ વિષે કેટલુંક સિંહાવલોકન કરી જવા ઇચ્છું છું.

ગુજરાત એ જૈનધર્મનું આજે વિશિષ્ટ કેન્દ્રભૂત સ્થાન છે. જૈનોની સંખ્યા અને શક્તિ જેટલી ગુજરાતમાં દેખાય છે તેટલી હિંદુસ્થાનના બીજા પ્રદેશોમાં નથી દેખાતી. જૈનોની ધાર્મિક અને સામાજિક એવી બધીય પ્રવૃત્તિઓમાં જે જાગૃતિ ગુજરાતમાં દેખાય છે તે બીજા કોઇ પ્રદેશમાં નથી જણાતી. જૈન દૃષ્ટિએ ગુજરાતને આવું અગ્રેસરત્વ–વર્તમાનકાળમાં જ પ્રાપ્ત થયું છે એમ નથી. એનો ઇતિહાસ ગુજરાતના પ્રજાકીય વિકાસના ઇતિહાસ જેટલો જ જૂનો

છે. ગુજરાતના પ્રાચીન સાંસ્કૃતિક વિકાસનો અને જૈનધર્મના વિકાસનો પરસ્પર અગત્યનો ગાઢ સંબંધ રહેલો છે. ગુજરાતે જૈનધર્મના વિકાસમાં ઘણો મોટો ફાળો આપ્યો છે અને તેવી રીતે જૈનધર્મે પણ ગુજરાતના વિકાસમાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે. ગુજરાતે જો જૈનધર્મને વિશિષ્ટ રક્ષણ અને પોષણ ન આપ્યું હોત તો જૈનધર્મની આજે છે તેના કરતાં તદ્દન જુદી જ પરિસ્થિતિ હોત અને જો જૈનધર્મે પણ ગુજરાતના સંસ્કાર-વિકાસ માટે વિશિષ્ટ પ્રયત્નો ન કર્યા હોત તો ગુજરાતની સંસ્કૃતિ પણ જે આજે છે તેના કરતાં કોઇક જુદા જ પ્રકારની હોત.

જૈનધર્મે ગુર્જર પ્રજાને જે પ્રકારના અહિંસા, સંયમ, અને તપના આદર્શ સંસ્કારો આપ્યા છે તેવા સંસ્કારો બીજા પ્રદેશોને નથી મળ્યા અને તેથી ગુર્જર પ્રજામાં સંસ્કાર-સમૃદ્ધિની જે એક પ્રકારની વિશિષ્ટ પ્રભા આપણે જોઇ શકીએ છીએ તેવી બીજી પ્રજામાં નથી જોવાતી. મદ્ય, માંસ, મૃગયા, પ્રાણીહિંસા અને વ્યભિચાર જેવા મહા દુર્ગુણોથી ગુર્જર પ્રજા જે અનેક અંશે આજે મુક્ત દેખાય છે અને એ સુસંસ્કારિતાની જે સુંદર છાપ બીજા બધા દેશોની સરખામણીમાં, વધારે સારી રીતે પડતી જોવાય છે તેમાં જૈન ધર્મના જૂના વારસાનો ઘણો મોટો અંશ રહેલો છે એમ આપણે માનવું જોઇએ.

હું એક જૈન છું અને તેથી જૈનધર્મનાં આ વધારેપડતાં વખાણ કરૂં છું એવું તો આપ ન જ માનશો એવી હું આશા રાખું છું. હું તો અહિં આપની આગળ મને મારા ઐતિહાસિક અવલોકનમાં જે કાંઇ સત્ય જણાયું છે તે તટસ્થ-ભાવે પ્રકટ કરવા ઇચ્છું છું. આ વિષયમાં તો મારા ઘણા એવા વિચારો અને મંતવ્યો હશે, જે જૈનબંધુઓને પણ પસંદ નહિ પડે અને તેનો તેઓ વિરોધ કરે.

જૈનોએ ગુજરાતના વાણિજ્ય-વ્યાપારમાં, રાજ્યકારભારમાં, કળા-કૌશલ્યમાં, જ્ઞાન-સંવર્દ્ધનમાં અને સદાચાર-પ્રચારમાં-આમ પ્રજાકીય સંસ્કૃતિનાં સર્વ અંગોમાં અનેક રીતે ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો છે.

ગુજરાતની વાણિજ્ય શકિત અને વ્યાપારિક કુશળતા ઘણા પ્રાચીન-કાળથી આખાય ભારતવર્ષમાં સુપ્રસિદ્ધ છે અને ગુજરાતના એ વ્યાપારી વર્ગનો ઘણો મોટો ભાગ જૈનધર્મ પાળનારો છે. ગુજરાતના ગામડે ગામડે જૈન વાણિયા પોતાની સામાજિક અને વ્યાપારી પ્રતિષ્ઠા ઠેઠ પ્રાચીન કાળથી આદર્શ રીતે જમાવી બેઠેલા જોવામાં આવે છે. ગુજરાતનો જૈન વણિક એ 'રાષ્ટ્રનો મહાજન' છે; અને ખરેખર ભૂતકાળમાં એણે પોતાનું એ પદ અનેક રીતે સાર્થક કરી બતાવેલું છે. અણહિલપુરની સ્થાપનાના દિવસોથી લઇ આજ સુધીના ગુજરાત-

ના સામાજિક અને રાજકીય ઇતિહાસનું જો સિંહાવલોકન આપણે કરીએ તો આપણને જણાશે કે આ બાર સૈકા જેટલા સમયમાં ગુજરાતની વણિક પ્રજામાંથી અગણિત મુત્સદ્દીઓ, મંત્રીઓ, કારભારીઓ, સેનાપતિઓ, યોદ્ધાઓ, વ્યાપારીઓ, દાનેશ્વરો, વિદ્વાનો, કળાપ્રેમીઓ, ત્યાગીઓ અને પ્રજાપ્રેમીઓ પેદા થયા છે. એમની નામાવલી આંગળીઓ વડે ગણાય તેવી નજીવી નથી. એ મહાજનોની સંખ્યા સેંકડોની નથી પણ હજારોની છે.

આ બારસો વર્ષ જેટલા મહાયુગમાં ગુજરાતની સાર્વભૌમ સત્તા ધરાવનારી રાજધાનીઓ બે થઇ : પ્રથમ અણહિલપુર અને બીજી અમદાવાદ. અણહિલપુરનો પ્રથમ નગરશેઠ વિમલ પોરવાડ જાતિનો વણિક જૈન હતો; અને અમદાવાદનો વિદ્યમાન નગરશેઠ પણ ઓસવાલ જાતિનો વણિક જૈન છે. ગુજરાતનાં આ બે પાટનગરોના આ આદ્યંત શેઠોની વચ્ચે બીજા સેંકડો શેઠો થઇ ગયા જે ઘણા ભાગે જૈનધર્મ પાળનારા હતા. કાળના મહાપ્રવાહ સામે ગુજરાતના ચક્રવર્તી હિંદુ સમ્રાટો અને મુસલમાન બાદશાહોનાં સંતાનો નામપુરતી પણ પોતાની ગાદી સાચવી શકયા નથી; પણ આ વણિકપુત્રો પોતાની ગાદી આજ સુધી અખંડરૂપે સાચવી શકયા છે; અને એ જ એમની અદ્દ્ભુત વ્યવહારકુશળતાની નિશાની છે.

અણહિલપુરના સ્વજાતીય સમ્રાટો ગયા અને દિલ્હીના વિધર્મી સુલ્તાનો આવ્યા. એ સુલ્તાનો અસ્ત પામ્યા અને ગુજરાતના સ્વતંત્ર બાદશાહો ઉદયમાં આવ્યા. એ બાદશાહો વિલીન થયા અને મુગલસમ્રાટો સત્તાધીશ બન્યા. મુગલો નિસ્તેજ થયા ને મરાઠાઓ ચમકવા લાગ્યા. મરાઠાઓ નિર્વીર્ય થયા અને છેવટે ઇંગ્રેજો આ ભૂમિના ભાગ્યવિધાતા બન્યા. ગુજરાતની ભૂમિ પર આ રીતે આટઆટલી રાજસત્તાઓ ઉભી થઇ, ભોંયભેગી થઇ, પણ ગુજરાતના વ્યાપારક્ષેત્રમાં અને પ્રજામંડળમાં તો એના એજ ગુજરાતનાં વૈશ્યસંતાનોની અબાધિત સત્તા અખંડપણે ચાલુ રહી; અને તેથી આજ સુધી ગુજરાતની ધનસમૃદ્ધિ પ્રમાણમાં યોગ્ય રીતે સચવાઇ રહી. એ સાચવણીમાં જૈનોનો હિસ્સો મોટો છે એ આપણે કબૂલ કરવું જોઇએ.

જેમ ગુજરાતના વ્યાપારક્ષેત્રમાં જૈનોએ આગળ પડતો ભાગ ભજવ્યો છે તેમ ગુજરાતના રાજકારભારમાં પણ જૈનોએ ઘણો મોટો ભાગ ભજવ્યો છે એ આપણને ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ સ્પષ્ટપણે બતાવે છે. મંત્રી જાંબ, સેનાનાયક નેઢ, મંત્રવીર દંડનાયક વિમલ, મહામાત્ય મુંજાલ, સાંતૂ, આશુક, ઉદયન, આંબડ, બાહડ, સજ્જન, સોમ, ધવલ, પૃથ્વીપાલ, વસ્તુપાલ, તેજપાલ,

પેથડ અને સમરાશાહ આદિ અનેકાનેક જૈન વણિક રાજકારભારીઓ થઈ ગયા જેમણે ગુજરાતના રાજતંત્રને સુસંગઠિત, સુપ્રતિષ્ઠિત અને સુવ્યવસ્થિત કરવામાં અદ્‌ભુત બુદ્ધિકૌશલ અને રણશૌર્ય બતાવ્યાં છે. જૈનવણિકોએ પોતાના રાજનીતિ-પ્રવીણ પ્રતિભાકૌશલદ્વારા અણહિલપુરની એક નાનકડી જાગીરને મોટા મહારાજ્યની પ્રતિષ્ઠા અપાવી; અને ગુર્જર દેશ—જેની ભારતમાં કશીય વિશિષ્ટ ખ્યાતિ નહતી—તેને એક બળવાન અને સુવિશાળ રાષ્ટ્રનું અક્ષય ગૌરવ અપાવ્યું. લાટ, આનર્ત સૌરાષ્ટ્ર, અર્બુદ અને કચ્છ એ બધા ઇતિહાસપ્રસિદ્ધ અને જગવિખ્યાત સમૃદ્ધિ-પૂર્ણ પ્રાચીન પ્રદેશોને અણહિલપુરના એક છત્ર નીચે સુસંબદ્ધ કરવામાં અને એક સંસ્કૃતિ અને એક ભાષાદ્વારા એ બધી પ્રજાઓને પરસ્પરના પ્રાંતભેદો ભૂલી જઈ એક ગુર્જર મહાપ્રજાના રૂપમાં સુસંગઠિત થવામાં જૈન વ્યાપારીઓ અને કાર-ભારીઓએ જે ભાગ ભજવ્યો છે તે ઘણો મોટો છે, એમાં શંકા નથી.

જૈનધર્મનું પાલન કરનારા મોટે ભાગે વૈશ્યો છે. જૈનધર્મની અહિંસાની ભાવના જેટલે અંશે વૈશ્યોને માફક આવે છે તેટલે અંશે બીજા વર્ગોને નથી આવતી એમ સૂક્ષ્મ વિચાર કરતાં સ્પષ્ટ જણાય છે. જૈનધર્મની પ્રકૃતિનો જેટલો સુમેળ વૈશ્યોની પ્રકૃતિ સાથે થાય છે તેટલો બીજા વર્ણોની પ્રકૃતિ સાથે નથી થઈ શકતો. વૈશ્યોના જીવનવ્યવસાય સાથે શાંતિનો ગાઢ સંબંધ છે. શાંતિમય પરિસ્થિતિમાં જ વ્યાપારની વૃદ્ધિ અને સ્થિરતા રહેલી છે. અશાંત વાતાવરણ વ્યાપારીની પ્રકૃતિ અને પ્રવૃત્તિને હંમેશાં પ્રતિકૂળ હોય છે. જૈનધર્મ એ બહુ જ શાંતિપ્રિય ધર્મ છે. હિંસા અને વિદ્વેષ ઉત્પન્ન કરનારાં તત્ત્વો એની પ્રકૃતિનાં સર્વથા વિરોધી તત્ત્વો છે. તેથી જે વર્ગ શાંતિને ચાહનારો હોય છે તેના માટે એનાં તત્ત્વો વધારે સુગ્રાહ્ય અને સમાદરણીય થઈ પડે છે. યુદ્ધ, વિજિગીષા, લૂંટફાટ ચાહનારા વર્ગોને એ તત્ત્વો પ્રિય નથી લાગતાં.

જૈન જાતિઓનો ઇતિહાસ જોતાં જણાય છે કે કેટલાક જૈનાચાર્યોના વિશિષ્ટ પ્રભાવથી આકર્ષિત થઈ સેંકડોની સંખ્યામાં ક્ષત્રિયો અને કૃષિકારોએ જૈનધર્મનો સ્વીકાર કર્યો હતો; પણ તેની સાથે તેમને પોતાનો જીવનવ્યવસાય પણ બદલવો પડ્યો હતો અને ક્ષાત્રધર્મ કે કૃષિધર્મના બદલે તેમને મુખ્ય રીતે વૈશ્યવર્ણનો વ્યવસાય સ્વીકારવો પડ્યો હતો; અને આ રીતે વ્યવસાયાંતરના સંસ્કારના બળે જ તેઓ સ્થિરતાપૂર્વક જૈનધર્મનું પાલન કરવા સમર્થ થઈ શક્યા છે. આથી હું એમ કહું કે જે જૈનધર્મની પ્રકૃતિને વાણીયા વધારે ફાવ્યા છે અને વાણિયાના વ્યવસાયને જૈનધર્મ વધારે ફાવ્યો છે તો તે કેવળ હાસ્ય-પુરતું જ કથન નથી પણ પૂર્ણ વસ્તુસૂચક પણ છે.

જો કે એ કહેવામાં કાંઇ ઐતિહાસિક તથ્ય નથી કે પૂર્વકાળમાં ગુજરાતના બધા જ વૈશ્યો જૈન ધર્મ પાલનારા હતા; પણ એટલું તો કહી શકાય કે, વલ્લભાચાર્યનો સંપ્રદાય ગુજરાતમાં પ્રચાર પામ્યો તે પહેલાં ગુજરાતના વૈશ્યોનો ઘણો મોટો ભાગ જૈન ધર્મ પાળતો હતો. બાકી ધર્મ વિષે ગુજરાતની પ્રજામાં ઠેઠ પ્રાચીનકાળથી જ બહુ ઉદાર ભાવના ચાલી આવે છે; અને તેથી જૈન, શૈવ કે વૈષ્ણવ મતો વચ્ચે અહિં ક્યારેય એવી ઉગ્રતા ઉત્પન્ન થઈ નથી કે જેથી એક બીજા ધર્મો કે સંપ્રદાયો વચ્ચે વિરોધની તીવ્ર લાગણી પેદા થવા પામી હોય. ગુજરાતનાં વૈશ્ય કુટુંબોમાં જૈન, શૈવ અને વૈષ્ણવ મતો સરખી રીતે આદર પામતા આવ્યા છે; અને આજે પણ એ આદરભાવ વધતા ઓછા પ્રમાણમાં ક્યાંક ક્યાંક દષ્ટિગોચર થાય છે. ગુજરાતી પ્રજાનો આ એક વિશિષ્ટ પ્રકારનો સંસ્કારવારસો છે, જેમાં જૈન ધર્મે પણ કેટલોક અગત્યનો ફાળો આપ્યો છે.

આ રીતે આપણે જાણ્યું કે ગુજરાતમાં જૈન ધર્મ પાળનાર મુખ્ય વૈશ્યવર્ગ છે. એ વૈશ્યવર્ગનો પ્રધાન જીવનવ્યવસાય વાણિજ્ય-વ્યાપાર છે. એ વ્યવસાયદ્વારા ગુજરાતના જૈનોએ આજ સુધીમાં અઢળક લક્ષ્મી પ્રાપ્ત કરી છે. વ્યાપાર ઉપરાંત જૈનોના એક વર્ગે, ઉપર જેમ આપણે જોયું તેમ, રાજકારભારમાં પણ જબરદસ્ત સત્તા ભોગવી છે; અને એ સત્તાના પ્રતાપે પણ એમની પાસે લક્ષ્મીના ભંડારો ઉભરાણા છે. જૈનધર્મગુરુઓએ, પ્રાપ્ત થએલી એ લક્ષ્મીનો સદુપયોગ કરવા માટે, જૈન શ્રાવકોને ઘણા ભારપૂર્વક વિવિધ પ્રકારનો સતત બોધ આપ્યો છે; અને એ બોધના બળે શ્રાવકોએ પણ દાનપુણ્ય આદિ સુકૃત્યોમાં લક્ષ્મીનો યથેષ્ટ વ્યય કર્યો છે. જૈનગૃહસ્થોનાં જીવનકૃત્યમાં સૌથી મુખ્ય સ્થાન, જૈનમંદિરને આપવામાં આવ્યું છે. અને તેથી દરેક લક્ષ્મીવાન જૈનગૃહસ્થની એ મહત્ત્વાકાંક્ષા રહી છે કે જો શક્તિ અને સામગ્રી પ્રાપ્ત હોય તો નાનું મોટું પણ એકાદું નવું જૈન મંદિર બંધાવવું, અગર જૂનું મંદિર સમરાવવું. અને જો તેટલી શક્તિ ન હોય તો પછી સમુદાય સાથે મળીને પણ મંદિર, મૂર્તિ આદિ રચવામાં કે તેની પૂજા પ્રતિષ્ઠા આદિ કરવામાં યથાશક્તિ પોતાનો ફાળો આપવો અને એ રીતે લક્ષ્મીનો કાંઈક પણ ઉપયોગ એ કૃત્ય માટે અવશ્ય કરવો. મંદિરનિર્માણ પાછળ તે કાલના એ જૈનાચાર્યોએ જે આટલો બધો વિશિષ્ટ ભાર આપ્યો અને આ કાર્યદ્વારા પુણ્યપ્રાપ્તિની મહત્ત્વાકાંક્ષા જાગ્રત કરવા માટે શ્રાવકોને તેમણે જે સતતરૂપે લક્ષ્મીની સાર્થકતા ઉપદેશી તેના લીધે જૈનોએ આજ સુધીમાં ગુજરાતમાં હજારો જૈનમંદિરો બંધાવ્યાં અને લાખો જૈનમૂર્તિઓ સ્થાપિત કરી કરાવી. ગુજરાતનાં ગામે-

ગામ અને નગરેનગર નાનામોટાં અસંખ્ય જૈનમંદિરો બંધાયાં; અને એ રીતે ગુજરાતની સ્થાપત્ય કળાનો અદ્‌ભુત વિકાસ સધાયો. એ સુંદર અને સુરમ્ય મંદિરોના અસ્તિત્વથી ગુજરાતનાં કેટલાંય ક્ષુદ્ર ગ્રામોને પણ નગરની શોભા પ્રાપ્ત થઈ અને નગરોને પોતાની સુંદરતામાં સ્વર્ગપુરીની વિશિષ્ટ આકર્ષકતા મળી. દુર્ભાગ્યે ગુજરાતનાં એ દિવ્ય દેવમંદિરો અને ભવ્ય કળાધામોનો વિધર્મિઓના હાથે વ્યાપક વિધ્વંસ થઈ ગયો છે, અને આજે તો તેનો હજારમો હિસ્સો પણ વિદ્યમાન નથી. છતાં જે કાંઇ થોડાઘણા અવશેષો બાકી રહ્યા છે તેમનાં દર્શનથી ગુજરાતની સ્થાપત્ય કળાનો આજે આપણને જે કાંઈક યત્કિંચિત સ્મૃતિસંતોષ થાય તેવો આલ્હાદ થઈ શકે છે તે માટે આપણે જૈનોનો જ ઉપકાર માનવો જોઈએ.

શત્રુંજય, ગિરનાર, તારંગા, આબુ અને પાવાગઢ જેવાં ગુજરાતનાં પર્વતશિખરો જે આજે જગતના પ્રવાસિઓને આકર્ષી રહ્યાં છે, તે પર જો જૈનોએ બાંધેલાં એ દેવમંદિરો ન હોત તો તેમનું નામ પણ કોણ લેત? અમદાવાદમાં મુસલમાનોની મસીદો સિવાય, જો હઠીભાઇનું જૈનમંદિર ન હોત તો ત્યાં બીજું કયું એવું એક પણ હિંદુ. સ્થાપત્યનું સુંદર કામ છે, જેને કોઈ પણ હિંદુ પોતાની જાતીય શિલ્પકળાના સુંદર સ્થાન તરીકે ઓળખાવી શકે? અવનતિના આ છેલ્લા યુગમાં પણ ઝઘડીયા, કાવી, છાણી, માતર, બારેજા, પેથાપુર, પાનસર, સેરીસા, સંખેશ્વર, ભોયણી, મેત્રાણા, ભિલડીયા આદિ ગુજરાતનાં અનેક નાનાં ગામડાંઓ અને દૂર જંગલોમાં જૈનોએ લાખો રૂપિઆ ખર્ચી ભવ્ય મંદિરો બંધાવ્યાં છે અને તેમ કરી દેશની શોભામાં સુંદર અભિવૃદ્ધિ કરી છે. સેરીસા, સંખેશ્વર, પાનસર અને ભોયણી જેવાં અત્યંત ક્ષુદ્ર ગ્રામો પણ આજે ભવ્ય જૈનમંદિરોનાં શિખરોથી જાણે મુકુટધારી ગ્રામવરો બન્યાં છેઃ અને યાત્રાર્થીઓના આરામ માટે ઉભી કરાએલી વિશાળ ધર્મશાળાઓથી એક નાનકડા સુંદર શહેરનો દેખાવ ધારણ કરી રહ્યાં છે.

એ દેવમંદિરોના દર્શનાર્થે હિંદુસ્થાનના સર્વ ભાગોમાંથી દર વર્ષે સેંકડો હજારો જૈનયાત્રીઓ આવે છે અને એ ગ્રામોની ભૂમિને પુણ્ય સ્થળ ગણી તેમની ધૂળને મસ્તકે ચઢાવે છે. ગુજરાતનાં એ ઉજ્જડ ગામડાંઓ જૈનમંદિરોના પ્રતાપે પુણ્યધામ બન્યાં છે; અને સેંકડો ભાવિક જૈનો, પ્રતિ પ્રાતઃકાળ '**સેરીસરો સંખેસરો પંચાસરો રે**' એવા નામોત્કીર્તનપૂર્વક, હિંદુઓ જેમ કાશી, કાંચી, જગન્નાથપુરી જેવાં મહાન ધામોની પ્રાતઃસ્તુતિ કરે છે તેમ, એમનો મંગલપાઠ કરે છે. જૈનોએ આ આધુનિક મંદિરોદ્વારા ગુજરાતની શિલ્પકળાને જીવતી રાખી છે. જૈનોની મંદિરરચનાની

# मुनि जिनविजयजीना व्याख्याननो उपसंहार

मुनि जिनविजयजी को मैं कई सालों से जानता हूं। पहले पहल यह मुझे नाळन्दा में मिले थे। प्रायः १८ वर्ष बीत चुके हैं मैं वहां खोदकाम करता था, भारत सरकार के पुरातत्त्व विभाग की ओर से। एक दिन जब मैं संग्रहालय में बैठा खोद के निकाली हुई वस्तुओं का निरीक्षण कर रहा था, यह महात्मा सीधे सादे परिव्राजक के रूप में मेरे सामने आ उपस्थित हुए और कहने लगे 'आप अमुक हैं' इत्यादि। जब मैंनें पूछा कि आप कौन है तो कुछ बताया नहीं, इतना ही कह दिया मैं 'रमता' बाबा हूं। नालन्दा का हाल पूछपाछ कर चलते बने–मैंने कहा भी बैठिये, खाना खाइये। 'नहीं'।

फिर कुछ अर्से बाद मैंने 'पुरातत्त्व' में इन के पाण्डित्यपूर्ण लेख पढे मगर यह माॡम नहीं कर सका कि यह वही 'महात्मा' हैं। फिर और भी समाचार पढता रहा–मगर 'रत्नपरीक्षा' नहीं कर सका। इन का पूरा परिचय तो तब हुआ जब मुझे इन का आतिथ्य अहमदाबाद में प्राप्त हुआ। जब मैं ऊटाकमण्ड में Covernment Epigraphist for India पद पर काम कर रहा था। तब मुझे इन को पत्र भी लिखने पडे थे–जिन के उत्तर में इन का 'राजसाही स्वभाव' झलका। मैं 'प्रभावकचरित' नामक प्रसिद्ध जैन ग्रंथ का संपादन करना चाहता था। पता लगा कि आप भी इसी काम पर डटे हैं। मैंने प्राचीन प्रतियां भी इकट्ठी की थी प्रवर्त्तक मुनि कान्तिविजय और मुनि पुण्यविजयजी की सहायता से; इन्हों ने इन मुनियों को लिखकर वह सब प्रतियां

मुझ से लेही ली। जब मुझे इन की जीवनी पढने का अवसर मिला तब ज्ञात हुआ इन का वास्तविक रूप क्या है। तभी से मैं प्रभावित हूं और इन्हें अपना जैन मत में निष्णात और प्रकाण्ड पण्डित मित्र मानता हूं।

इन की विद्वत्ता का परिचय तो इन के भाषण से हो गया है। आप ने पूर्णतया समझ लिया होगा कि आप कैसे विद्वान हैं और आप का तर्क कितना प्रबल है। यदि आप ने इन के संपादित ग्रंथ जो Singhi Jaina Series में निकल रहे हैं देखे होंगे तो ज्ञात हो गया होगा कि यह महात्मा संपादनकला में कितने प्रवीण हैं। इन के संपादित ग्रंथ Europe के विद्वानों के निकाले हुए ग्रंथों से छानबीन में किसी बात में कम नहीं। इन के Editions हर बात का अकाट्य प्रमाण हैं कि हम लोग भी Critical editions निकाल सकते हैं।

मुनि जिनविजयजी का एक काम ऐसा महत्त्व का है जिसे हम लोग नहीं भूल सकते और मैं कहूंगा जिसने इन्हें Research Scholars की प्रथम श्रेणी में रख दिया है—यह है इन की पृथ्वीराज रासो के बारे में छानबीन, जिस का उल्लेख इन्हों ने अपने 'पुरातन प्रबन्ध संग्रह' में कर दिया है। इस से पता चलता है कि 'रासो' सबकासब 'बनावटी' नहीं जैसा कि कईएक विद्वान् मान बैठे हैं। और ना ही रासो १७ वीं सदी की ही रचना है। इन्हों ने बहुत से 'प्राकृत भाषा–पद्य छान निकाले हैं जो १७ वी सदी से बहुत पहले के प्रबन्धों में मिलते हैं और पृथ्वीराज रासो के प्रामाणिक होने की पुष्टि करते हैं। मैं तो 'शुरु' से इस बात का विरोधी हूं कि हमारे 'पूर्वज' बनावटी चीजों के बनानेवाले थे—लोग तो सारी 'संस्कृत भाषा' को Forgery कह देते हैं!!

जो ऐसा २ शुभ काम मुनि जिनविजयजी ने किया है उस के लिये हम उन के आभारी हैं। हमें पूरी आशा है कि जिनविजयजी हमें उत्तम रीति से संपादित और उत्तम २ लाभदायक ग्रंथ देते ही रहेंगे।

'राजपूती' रक्त जो इन की नाड़ियों में बह रहा है उस का सदुपयोग विद्याप्रेम में करेंगे। मुझे इन की 'राजपूती' का भी अनुभव अहमदाबाद में हो गया था। मैं तो गृहस्थ हूं मुझे तो भला कभी २ उग्र रूप धारण करना ही पडेगा मगर जिनविजयजी केवल 'शान्ति' और 'मौन' ही सदा नहीं पकडे रहेंगे। क्षात्र धर्म भी इन का कभी न कभी उमड ही पडेगा।

ऐसे विद्वान की हमें बहुत आवश्यकता है और हमें ऐसे विद्वान का पूरा सत्कार करना चाहिये।

श्री. डॉ. हीरानन्द शास्त्री.

==

मुझ से लेही ली। जब मुझे इन की जीवनी पढने का अवसर मिला तब ज्ञात हुआ इन का वास्तविक रूप क्या है। तभी से मैं प्रभावित हूं और इन्हें अपना जैन मत में निष्णात और प्रकाण्ड पण्डित मित्र मानता हूं।

इन की विद्वत्ता का परिचय तो इन के भाषण से हो गया है। आप ने पूर्णतया समझ लिया होगा कि आप कैसे विद्वान हैं और आप का तर्क कितना प्रबल है। यदि आप ने इन के संपादित ग्रंथ जो Singhi Jaina Series में निकल रहे हैं देखे होंगे तो ज्ञात हो गया होगा कि यह महात्मा संपादनकला में कितने प्रवीण हैं। इन के संपादित ग्रंथ Europe के विद्वानों के निकाले हुए ग्रंथों से छानबीन में किसी बात में कम नहीं। इन के Editions हर बात का अकाट्य प्रमाण हैं कि हम लोग भी Critical editions निकाल सकते हैं।

मुनि जिनविजयजी का एक काम ऐसा महत्त्व का है जिसे हम लोग नहीं भूल सकते और मैं कहूंगा जिसने इन्हें Research Scholars की प्रथम श्रेणी में रख दिया है–यह है इन की पृथ्वीराज रासो के बारे में छानबीन, जिस का उल्लेख इन्हों ने अपने 'पुरातन प्रबन्ध संग्रह' में कर दिया है। इस से पता चलता है कि 'रासो' सबकासब 'बनावटी' नहीं जैसा कि कईएक विद्वान् मान बैठे हैं। और ना ही रासो १७ वीं सदी की ही रचना है। इन्हों ने बहुत से 'प्राकृत भाषा–पद्य छान निकाले हैं जो १७ वीं सदी से बहुत पहले के प्रबन्धों में मिलते हैं और पृथ्वीराज रासो के प्रामाणिक होने की पुष्टि करते हैं। मैं तो 'शुरु' से इस बात का विरोधी हूं कि हमारे 'पूर्वज' बनावटी चीज़ों के बनानेवाले थे–लोग तो सारी 'संस्कृत भाषा' को Forgery कह देते हैं!!

जो ऐसा २ शुभ काम मुनि जिनविजयजी ने किया है उस के लिये हम उन के आभारी हैं। हमें पूरी आशा हैं कि जिनविजयजी हमें उत्तम रीति से संपादित और उत्तम २ लाभदायक ग्रंथ देते ही रहेंगे।

'राजपूती' रक्त जो इन की नाड़ियों में बह रहा है उस का सदुपयोग विद्याप्रेम में करेंगे। मुझे इन की 'राजपूती' का भी अनुभव अहमदाबाद में हो गया था। मैं तो गृहस्थ हूं मुझे तो भला कभी २ उग्र रूप धारण करना ही पडेगा मगर जिनविजयजी केवल 'शान्ति' और 'मौन' ही सदा नहीं पकडे रहेंगे। क्षात्र धर्म भी इन का कभी न कभी उमड ही पडेगा।

ऐसे विद्वान की हमें बहुत आवश्यकता है और हमें ऐसे विद्वान का पूरा सत्कार करना चाहिये।

श्री. डॉ. हीरानन्द शास्त्री.

# લોકગીતોમાં કથાઓ

વ્યાખ્યાતા :

શ્રી. ઝવેરચંદ કાલિદાસ મેઘાણી

બી. એ.

# શ્રી. ઝવેરચંદ મેઘાણીનો

# પરિચય

**સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો**

લોકસાહિત્યના સમર્થ અને પ્રસિદ્ધ મિશનરી તથા બુલંદ અવાજે તે સાહિત્યનો પ્રચાર કરનાર ઝવેરચંદ મેઘાણી–તેમના મેઘગંભીર કંઠથી આખાયે ગુજરાતમાં લોક–જાણીતા તેમજ સાક્ષર–જાણીતા પણ છે.

૧૯૧૨ માં વડોદરામાં મળેલી સાહિત્યપરિષદ વખતે કવિશ્રી લલિતે, ગુજરાતી સાહિત્યના ઈતિહાસમાં, હું જાણું છું તેમ, કવિતા–ગાયનને, સાહિત્ય-પ્રચારના સાધન તરીકે પહેલવહેલું ઉપયોગમાં લીધું હતું. કવિ, પોતાનાં તથા બીજાંનાં રચેલાં કાવ્યોને, તેની સંગીતની સજાવટ સાથે, જ્યારે સમાજ આગળ રજૂ કરે છે ત્યારે જ તેવાં ગીતોને, પ્રજાહૃદય એકદમ ઝીલી લે છે. આમવર્ગ અને સાક્ષરવર્ગને એકબીજાની નિકટ લાવનારી આ એક અત્યુત્તમ સંયોગી કડી છે.

શ્રીયુત મેઘાણીએ ભાવનગરમાં ૧૯૨૪ માં મળેલી સાહિત્યપરિષદ વખતે, સાહિત્યપ્રચારનું આ સાધન પહેલવહેલું ઉપયોગમાં લીધાનું મને સાંભરે છે. તેમના ભેરુબંધ શ્રી. ગોકુળદાસ રાયચુરાએ પણ 'શારદા' માસિકની શરૂઆત સાથે લોકસાહિત્યના પ્રચારની શરૂઆત પણ તે જ પ્રસંગે આરંભી હતી.

આજે હવે લોકસાહિત્યના ઉચ્ચારની સાથે જ આપણી આંખ આગળ ઉત્કંઠ શ્રોતાઓના ડાયરાઓ ખડા થાય છે. એટલો યુગ બદલાયો છે : પંડિત-સભાઓમાંથી ઊઠીને સાક્ષરોનું પાંડિત્ય, આજે લોકસભાઓમાં આવીને બેઠું છે. એ ખરેખર સુચિહ્ન છે : સાહિત્યનો અભ્યાસ કેવલ ઊંડો થાય એ ઈષ્ટ નથી : સાથે સાથે એ વ્યાપક પણ થવો જોઈએ.

શ્રીયુત મેઘાણી લોકસાહિત્યના પંડિત છે, તેમજ લોકસાહિત્યના પૂજારી તથા પ્રચારક પણ છે : સોરઠભૂમિના બગસરા ગામમાં તેમનો જન્મ થયો છે : અને એ સોરઠી સપૂતે, સોરઠની ભૂમિની અનેકવિધ સંસ્કૃતિને તથા તેના દેશજ સાહિત્યને દેશભરમાં જાણીતાં કરી, પોતાની જન્મભૂમિને દીપાવી છે.

સને ૧૯૧૭ માં બી. એ. થયા પછીનાં ત્રણચાર વર્ષ, એમણે જુદાં જુદાં ક્ષેત્રોમાં વિહાર કરવામાં ગાળ્યાં હતાં. પછી ૧૯૨૨ માં "સૌરાષ્ટ્ર" પત્રના તંત્રીવિભાગમાં સ્થાન મેળવતાં તેમણે "સૌરાષ્ટ્ર સાહિત્ય પ્રકાશન"ને કોઈ અજબ ઝડપે ધપાવ્યું હતું. તેમણે લોકસાહિત્ય—"રસની ધાર" ખૂબ વેગથી રેલાવી છે; અને ગુજરાતને એ રસમાં તરબોળ બનાવી દીધું છે.

આજે લોકસાહિત્યનો યુગ બેઠો છે એમ કહેવાય છે, તેમાં શ્રીયુત મેઘાણીનો ફાળો મોટો અને કીમતી છે. એમનાં અનેકાનેક લોકપ્રિય પ્રકાશનોની નામાવલિ બોલી જતાં ઘણાં રહી જાય તેમ છે. તેથી એવું સાહસ હું નહીં કરું.

એમની વાર્તાઓનાં પાત્રો—ખાસ કરીને દાના દુશ્મન અને નિમકહલાલ સેવકો, શૂરવીર અને સતી એવી સ્ત્રીઓ, પ્રમાણિક અને ટેકીલા એવા બહારવટિયાઓ અને જીવસાટે પ્રતિજ્ઞા પાળનાર જોદ્ધાઓ—એ પાત્રોનાં સાહસ અને તેમના પ્રેમના અદ્‌ભુત તથા રોમાંચક વાતાવરણથી તેમની વાર્તાઓ રંગાયેલી છે.

કાઠિયાવાડની અદ્‌ભુતરસિક, પ્રેમશૌર્યભરી અને પ્રાચીન 'દિલાવર સંસ્કૃતિ'નાં હૂબહૂ દર્શન તેમના સાહિત્યસર્જનમાં થાય છે. વાંચનારની આંખ

મકાન ચણાઈ જાય છે. "લોકગીતમાં કથાઓનું" સાહિત્ય આ પ્રકારનું છે-એ સંબંધમાં જ આપણા વ્યાખ્યાતા આપણને કહેવાના છે : તેથી,

વાર્તાકાર મેઘાણીને અહીં મૂકી, આપણે "રાષ્ટ્ર–શાયર" ગણાઈ ગયેલા મેઘાણીનો પરિચય કરી લઈશું. સ્વદેશપ્રેમમાંથી રાષ્ટ્રપ્રેમ ઉદ્ભવે અને ફેલાય એ તદ્દન સ્વાભાવિક છે. તેથી રાષ્ટ્રીય હીલચાલનાં આંદોલનોએ ૧૯૩૦ માં તેમને પણ જેલના મહેમાન બનાવ્યા હતા. રાષ્ટ્રયજ્ઞના ધીંગાણામાં ઝુકાવતાની સાથે તેમની વીરકવિતા જન્મી : 'સિંધુડો' અને 'કોઈનો લાડકવાયો'માં એમનો આવો નૈસર્ગિક રાષ્ટ્ર-પ્રેમ ધબકી રહ્યો છે.

'વેણીનાં ફૂલ,' 'હાલરડાં' 'પીડિતોનાં ગીતો' વગેરેના સ્વતંત્ર કવિ તરીકે પણ એમને સૌ કોઈ ઓળખે છે.

શ્રીયુત મેઘાણીનો આથી વિશેષ પરિચય કરાવવો એ પ્રત્યક્ષ ચંદ્રને થાળીમાં બતાવવાનો પ્રયત્ન કરવા જેવો ઉપહાસજનક છે. હવે તમે, એ ચંદ્રનાં પ્રત્યક્ષ અજવાળાંમાં જ આનંદ માણો એટલા સારુ, હું અહીંથી અદૃશ્ય થઈ જાઉં છું.

—શ્રી. મંજુલાલ ર. મજમુદાર



# લોકગીતોમાં કથાઓ

કચ્છમાં હાજી પીરનો મેળો હતો. એ મેળામાં એક મુસલમાન જાતનો કિશોર ગોવાળ ઇસ્માઇલ ગાતો હતો : એ ગીતની ટેક આ હતી :

વરી આ વતન તે
વરી આ વતન તે
વિસાર્યાં માં વિઠી
ઉમર કો ન આયો
અભાણુલજી ઓઠી

" વળી આવ, ઓ ઉમર ! તું વતનમાં પાછો વળી આવ. અને અહીં તારી વાટ જોતી બેઠેલીને તું વિસરતો નહિ. "

એ ગાતો હતો એક જૂની પ્રેમકથાનું ગીતઃ સિંધના રાજાને ફાંસલે ફસાયલી ગ્રામિણ મુસ્લિમ કન્યાનું વિરહ-ગીત. એ કન્યા પોતાના ગોવાળ,

પિયુને સાદ પાડે છે કે "ઓ ઉમર ! પાછો વતનમાં આવ". રાજા એને લલચાવે છે પોતાની સૌંદર્ય–સમૃદ્ધિ પ્રત્યે. ગ્રામકન્યા જવાબ આપે છે કે —

"તો વટ રંગ બેરંગ્યું
તો વટ ગુલફુલ હીલંતા
અસાં વટ જારીયન મેં
પીરૂ પચંતા
ચુંઢંત્યું વેડન મેં
હાર્યન્ત્યું વેડન મેં
ચુંદન લાલ લોયાયું"

"હે રાજા ! તારે ઘેર રંગબેરંગી ફૂલો હીંચી રહ્યાં છે. પણ અમારા વતનમાં તો આડેવગડે ઊભેલાં ઝાળ્યનાં ઝાડવાંમાં જંગલી પીલુડાં પાકે છે, તેને આજે લાલઘૂમ આંખોવાળી ઓરતો મસ્તીભેર ચૂંટતી હશે ને ઢગલા કરી કરી ચાલી જતી હશે. એની મઝાનું તને શું કહું ? મને ત્યાં જવા દે."

### વતનમાં પાછા વળી આવો !

જૂની એ ગીતકથાની ગ્રામિણ કન્યાને સ્થાને લોકકવિતાને કલ્પો. માનવીને એનો પિયુ કલ્પો. અને પછી એના સાદ પરખોઃ

"વરી આ વતન તે
વરી આ વતન તે"

"ઓ માનવી ! વતનમાં, વતનની વગડાઉ કવિતામાં તું પાછો વળ, પાછો વળ."

એ અવિરત અવાજ આપણી પ્રાચ્ય વિદ્યામાંથી, આપણા લોકસાહિત્યમાંથી ઊઠે છે. લોકસાહિત્યને હું ગ્રામ–કન્યા સાથે સરખાવું છું. એને એનું પોતાનું જંગલી સૌંદર્ય છે, સુધરેલું સંસ્કારી સૌંદર્ય સારું ? કે આ વિખરાયેલા વાળ અને લાલ લાલ લોચનવાળું, વગડાઉ પીલુડાં વીણતું સૌંદર્ય વધુ સારું ? એ સરખામણી સાથે આજે આપણને નિસ્બત નથી. પણ ગ્રામ–કન્યાના જેવા છે તેવા રૂપમાં એક આખી લોક–સૃષ્ટિનો રૂપ–આવિષ્કાર છે. એને જેવી છે તેવી જ જોવી પડશે. એના દર્શનમાં આપણી તર્કપ્રધાન વિવેચક–બુદ્ધિ ઝાઝી ખપની નથી. લોકસાહિત્યના શોધકને જો સફલતા મેળવવી હશે તો એણે લોકસાહિત્યના સંઘરનારાઓ પાસે તેમના જેવા જ ગ્રામિણ બનીને જવું પડશે, તે જ રીતે લોકસાહિત્યના લાધેલા સંગ્રહ પાસે બેસનાર અભ્યાસીએ પણ પોતાની

ચાતુરી વેગળી મૂકી, પોતે Unsophisticated બની, પોતાના પૂર્વગ્રહોથી મગજને મોકળું કરી એ ગ્રામિણોના ભાવો તેમજ વિચારોમાં એકરસ બનવું પડશે. શેરડી ખાવી હશે તો હલવાઇની મીઠાઈની રસ–માધુરીથી જુદી જ તરેહનો રસ મેળવવા દાંતને, તાળવાને તેમજ જીભને તૈયાર કરવી પડશે.

### અવિકૃત કલ્પના

આખરે તો તમામ રસોનું આસ્વાદન–સ્થાન માનવીની તંદુરસ્ત અને અવિકૃત હોજરી જ છે. સાહિત્યના તમામ રસનું પૂર્ણ મધુરતાથી પ્રાશન કરનાર આપણા જ્ઞાનના કરતાં ય વધુ તો આપણી અવિકૃત કલ્પના છે. આપણા પ્રાચીન જ્ઞાનીઓએ ગંધવતી તો પૃથ્વીને જ કહી છે. ફૂલો, અર્કો ને અત્તરો એના ધ્યાન બહાર નહોતા. પણ સકળ ગંધનું ઉગમસ્થાન ધરતીની ધૂળ છે, એ એમનું વિજ્ઞાન હતું. નિર્મળ નાસિકેન્દ્રિય ધરાવતો માનવી વર્ષાની પ્રથમ વાર ભીંજાતી ધરતીમાંથી, કે ઉનાળાના લીલાછમ ચાસટીઆની વાડીઓમાંથી, કે પહેલી જ વાર મોરતા લીંબડા અને આંબાની મંજરીઓમાંથી જે સુગંધ પીતો હોય છે, તેને હીના અને ચમેલીની ભભક સાથે સરખાવવાનું પ્રયોજન નથી.

### સંજીવની શા માટે ?

આખરે તો સર્વ કોઈ સાહિત્યનું માપ એનામાં રહેલી સંજીવનીથી જ મપાય છે. ને સંજીવની ત્યાં જ શક્ય છે, જ્યાં લાગણીની સચ્ચાઈ છે. એ જ હરકોઈ સાહિત્યનો પ્રાણ છે. ઢોંગ, દંભ, આડમ્બર તો તમામ સાહિત્યનાં ઘાતક છે. લોકસાહિત્યના સૂરો અંતરની આરપાર જાય છે, કેમકે એની ધારને પોકળ લાગણીઓએ જૂઠી નથી કરી નાખી. એમાં એકાદ વ્યક્તિની ચાલાકીના નહિ પણ વિરાટ જનતાના સરલ હૈયાના સંધઝીલ્યા સૂરો છે.

### નરમ રજની–ઉજાસમાં

કવિ સ્કૉટે મેલરોઝ મઠના ખંડિયેરનું દર્શન કરવા જેમ આપણને દિવસના તીવ્ર પ્રકાશને બદલે કૌમુદી–રાતના નરમ તેજ–છાયામાં જોવા જવા કહ્યું, તેમ આપણે લોકગીતોની ગ્રામ–વનિતા સાથે પ્યાર કરવા જવું હોય તો બુદ્ધિનો કડક પ્રકાશ નહિ પાલવે. એક બીજા આશકે કહ્યું છે તેમ " એ પ્યારનું રહસ્ય અણપ્રગટ એકલવાસી ડુંગરાઓની ધુમ્મસમાં પડેલું છે. એનો સ્વર પહાડી ઝરણાંઓના કલકલ ઝરણાંઓમાં બેઠેલો છે. એના આશકે ફૂલભરી બાગના કરતાં ઉજ્જડ કરાડોને વધુ વહાલી કરવી પડશે, રાજમહેલો કરતાં રણવેરાન પર વધુ પ્યાર કેળવવો પડશે. "

## સ્વયમેવ વશ કરતી વાણી

પરંતુ આટલું તો એક પક્ષે જ થયેલું કથન કહેવાય. લોકસાહિત્યમાં ખુદમાં શું એવું સામર્થ્ય નથી, કે જે પોતે જ કલુષિત રસેન્દ્રિયને વિશુદ્ધ કરે, તર્કઘેલડાને તર્કમુક્ત કરે : Sophistry ને નિઃશસ્ત્ર કરે ? બેશક છે. નહિતર, લોકસાહિત્ય સાહિત્ય જ ન કહેવાત. कांतासहश-પ્રિયતમા સમોવડી-બનીને જ લોકવાણી કલ્યાણકારી વશીકરણ કરે છે. તમે એ સાંભળો. આપોઆપ જૂઠા ડોળ અને ભપકા ભેદાય છે.

ગીતો કાયદાથી લાદી શકાતાં નથી. કોઈ કાવ્ય કેવળ અભ્યાસ-ક્રમમાં ઘુસાડવાથી રુચિતંત્રમાં પણ પેસી શકતું નથી. આપણે થોડાક જ એની સામે અભિમુખ થઈએ કે તૂર્ત જ એ આપણને એના હૈયામાં ઊતરવાનો માર્ગ સુંવાળો કરી આપે તો જ એ સાચું કાવ્ય. એ પ્રયત્ન કરાવે તોપણ હુલાવી ફુલાવી, મનને બહલાવી કાંતાની પેઠે-कांता सहश. એ એની જવાબદારી છે. ગીત-કથાઓનું લોકકાવ્ય એ જવાબદારીને પાર કરી શક્યું છે. એણે જનસંઘની ઊર્મિને હસાવવા રડાવવાની, પુલકિત કરવાની કે કમ્પાવવાની ધારી અસર પાડી છે.

## સર્વમાન્ય રસના વિષય

લોકવિદ્યાના સંશોધનની એક એવી ભૂમિકા પર આપણે આવી પહોંચ્યા છીએ, કે જ્યારે એના સ્પષ્ટ વિભાગો પાડી નાખીને પછી પ્રત્યેક વિભાગ સાથે નિસ્બત ધરાવતો અભ્યાસી આખા વિષયના ડોળાણમાં ન ઊતરતાં સુખેથી પોતાની નિસ્બતવાળા નાના પ્રદેશમાં વિચરણ કરે તો વધુ સંગીન કામ થઈ શકે. વહેમો અને માન્યતાઓનો વિભાગ Comparative Mythology, પુરાણવિદ્યાના અભ્યાસીનો રસ-પ્રદેશ બને. રહેણીકરણી ને રીતરિવાજોનો પ્રદેશ સમાજ-શાસ્ત્રના અન્વેષકના હાથમાં સોંપાય; પરંતુ તે પછી બાકી રહેતાં વાર્તાઓ ને ગીતો, અલબત્ત જોકે પ્રત્યેક Specialist-નિષ્ણાતના સતત ઉપયોગના પ્રદેશો રહેવા છતાં, એનું રસાકર્ષણ તો વિશાળ સાહિત્યભોગીઓના વર્ગને જ માટે રહેવાનું.

## કવિતાની દાદીમા

કારણકે પ્રત્યેક વાર્તા કથાની જનેતા લોકકથા છે, ને પ્રત્યેક કવિતાની દાદી લોકગીતો છે. લોકકથાઓના કરતાં લોકગીતો વધુ પ્રાચીન અને પુરોગામી હોવાનો પૂર્ણ સંભવ છે. બાલ્યાવસ્થાની સામાજિક ભૂમિકા પર ઊભેલો સમાજ જે કાંઈ યાદ રાખવો કે સંઘરવા યોગ્ય વિચાર જોતો તેને કવિતારૂઢ કરીને જ કંઠસ્થ

રાખતો. આખા જનસમૂહના અંતરને હલમલાવી નાખનારી જે સંઘોર્મિ, તેને નિરક્ષર સમાજ ગેય પદરચનામાં જ પકડી કંઠ–પીંજરે પૂરી શકતો.

## ગદ્યપદ્યનો મુકાબલો

ગદ્ય હમેશાં કવિતા કરતાં વધુ સ્વચ્છંદી, વધુ સ્વૈરવિહારી રહ્યું છે. ગદ્ય ઘણુંખરું જીવનની ઉજમાળી બાજુમાં જ વિહરતું રહ્યું છે. ગદ્યબાંધી લોક-કથાઓનાં નાયકનાયિકા સમાપ્તિ કાળે પરણ્યાં પષ્ઠયાં છે, તેમણે ખાધું પીધું ને રાજ કીધું છે. પદ્યબાંધી લોકગાથાઓનાં યુગલો ઘણુંખરું મૃત્યુખોળે જ મિલન પામ્યાં છે. લોકગીતોનો લોક–ઇતબાર પર વધુ મજબૂત દાવો છે.

## કથા અને કાવ્યનું જોડાણ

આજના વિષયની પસંદગી, એટલા જ માટે, કથા અને કાવ્ય બેઉને જોડનાર, લોકકૃતિઓની મેં કરી છે. એ કૃતિઓને ગીતકથા અર્થાત ગીતમાં પદબંધ કરેલી વાર્તા તરીકેનો વિભાગ મેં પોતે જ પાડેલો છે. લોકગીતોમાંથી મેં એની જુદી તારવણી કરી છે. એમ કરવામાં હું યુરોપી લોકસાહિત્યના ‘ બૅલડ ’ નામના બહુ ખેડાએલા અને બહુમાન્ય થએલા વિભાગીકરણને અનુ-સર્યો છું. ‘ બૅલડ ’ની આંકણીનાં જે યુરોપી ધોરણો બહુવિધ વિવેચન–ખેડાણને અંતે યુરોપી સાહિત્યમાં મુકરર થયાં છે તે જ આંકણી પર આપણી ગીતકથાઓને મેં કટોકટ કસી જોઈ છે. એ આંકણીએ મને આપણાં કથાગીતોના ઘડતરમાં સ્વયંભૂ સ્વરૂપે રહેલા—કોઈએ સભાન પ્રયત્નપૂર્વક બનાવેલા નહિ, એવા સૌંદર્યનું વધુ સ્વચ્છ દર્શન કરાવ્યું છે, એ હું યોગ્ય અવસરે બતાવીશ. ગીતકથાઓના રસાસ્વાદમાં એ ધોરણો આપણને અણધારી મહાન મદદ આપશે.

## વિભાગો

ગીતકથાઓના પણ જૂજવા પ્રદેશો છે.

૧ સ્ત્રીઓના ગરબા રાસડામાં પડેલી ગીતકથાઓ.

૨ નાવિકોનાં ગીતો.

૩ પુરુષોને જ મુખે ગવાતી દુહાબદ્ધ પ્રેમકથાઓ વીરકથાઓ.

૪ રાવણહથ્થાના બજવૈયા ભરથરીનાથ બાવાઓની ઘુઘરિયાળી કામઠી પર લલકાર પામતી બહારવટાંની, કરુણ અકસ્માતોની કે ભક્તોની કથાઓ.

૫ તંબૂરના એકલ તાર પર ગવાતી સંતકથાઓ.

૬ રાજ–આશ્રિત ચારણોની વાદ્યવિહોણી, અગેય, છતાં રાગયુક્ત છંદોમાં વહેનારી, પ્રશસ્તિયુક્ત શૌર્યની, દાતારવટાંની, કે ભીરુતા–કાયરતાની હાસ્યકથાઓ.

આ વિભાગીકરણ છેક સંપૂર્ણ નથી. એની સીમાઓની બહાર રહી જતા કેટલાક જૂજ જૂજ પ્રકારો છે જેમકે, રાજપૂતોના લગ્નપ્રસંગે ગામના ચોરા પાસે એકઠો મળીને લોક–સંઘ કેટલીક કથાઓ ગાય છે.

## રાસડા ગરબાની ગીતકથાઓ

વાતવાતમાં વગોવાતો સમાજનો એક ખૂણો તે ચૂલો છે. એ ચૂલાની રાખમાં સાહિત્યનો પ્રાચીન અગ્નિ–તણખો ભારેલો રહ્યો છે. ઇતિહાસવેત્તાઓ ભાખે છે કે સંસ્કૃતિનાં મહાન કેન્દ્રો બનનારાં નગરો હમેશાં જગતના ધોરી માર્ગોના અવરજવરથી આઘે કોઇ સાગરકિનારે અથવા નદી–ખીણમાં જ સરજાયાં છે. તેની સાથે રસોડું સુકાબલાની વસ્તુ બને છે. સંગ્રહને–સંસ્કૃતિના સંગ્રહને તેમજ સંરક્ષણને તો ખાસ કરીને સંગ્રહશીલ વાતાવરણની અપેક્ષા છે. રસોડું એટલે કે સ્ત્રી એ આપણું રક્ષણશીલ અંગ રહ્યું છે. આજનો ચિંતક, શિલ્પી, શાયર, અથવા હરકોઈ શાખાનો સર્જક એકાંતવાસી જ રહે છે. નારી સમૂહના એકાંત–નિવાસે નારીને સંગ્રહશીલ રાખી, તેથી જ એ જગતની આદ્યકવિ ને આદ્યકથાકાર રહી શકી છે. એણે દળતાં ને ખાંડતાં, વલોણું કરતાં ને પાણી ભરતાં, ગર્ભાવસ્થામાં, જન્મકાળે ને પારણાની દોરીએ, લગ્નમાં તેમજ મૃત્યુની સમીપ, ગાયું ને ગવરાવ્યું છે. શબ્દોને સુવ્યવસ્થિત, કંઠને ફરસો, સ્મૃતિને સતેજ, લાગણીને સુસ્થાને સાચવેલ છે. મર્મની વેધકતા, કરુણનું સંવેદન, કોપના અગ્નિ–ધખારા, ઇતિહાસની માનવતા, પ્રેમની સરલતા, ઉલ્લાસની નિર્મલતા, સર્વને એણે કવિતામાં ઉપાસ્યાં છે. ને એ ઉપાસનાનાં બહુવિધ સ્વરૂપો આપણે એની ગીતકથાઓમાં નિહાળીએ. એનું નાનું એવું, રમકડા જેવું આમોદ–ગીત લઈએ.

**નાનામાં નાની ગીતકથા** [ રઢિયાળી રાત ભા. ૧ ]

વહુવારુને કોણ મનાવા જાય<br>
ચુંદડલી નહિ રે ઓઢું દીનાનાથ<br>
ચુંદડલીમાં કાળી કસુંબલ ભાત્ય.<br>
વહુવારુને સસરો મનાવા જાય<br>
ચુંદડલી નહિ રે ઓઢું દીનાનાથ<br>
ચુંદડલીમાં કાળી કસુંબલ ભાત્ય

[ પછી જેઠ, દેર સર્વ મનાવા જાય છે પણ વહુવારુ ચુંદડલી નથી ઓઢતી, ] આખરે—

વહુવારૂને પરણ્યો મનાવા જાય,
ચુંદડલી ઝટ રે ઓઢું દીનાનાથ
ચુંદડલીમાં રાતી કસુંબલ ભાત્ય !

રીસાએલ વહુ છે. એ કોઇની મનાવી માનતી નથી. આખરે પતિ મનાવવા જાય છે. વહુવારુ ઝટ માની જાય છે.

### (મિતાક્ષરી કથનની સરસતા

સ્ત્રીઓની ગીતકથાઓ પૈકીનું આ સૌથી નાનું–ખુદ વહુવારુના જેવડું જ નાજુક કથાગીત છે. એમાં કથા રમે છે. એ કથામાં આમોદયુક્ત પ્રેમનોપ્રસંગ છે. કથા કહેવાની રીત અનોખી છે. એક હતી વહુ, એ રીસાઈ,...વગેરે કહેવું પડતું નથી. એ કહેવા બેસે તો મિતાક્ષરી કથનની સરસતા ખંડિત થાય. પણ એ ગીતકથામાં ગતિ કેટલી બધી છે ? નાના નાના નાટ્યપ્રવેશો છે જાણે કે—

ગીતકથાના આ સૌથી લઘુ કળી–સ્વરૂપને સામે છેડે સૌથી વધુ વિકસિત પુષ્પ સ્વરૂપ 'વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં' નું છે. [ રઢિયાળી રાત ભા. ૧ ]

એ આખું જ કથાગીત, યુરોપી વિવેચન–નિયમોની ચકાસણીમાં ચડીને 'સંપૂર્ણ' સાબિત થાય તેવું હોવાથી તેને આખેઆખું આંહીં ઉતારવા જેવું છે :—

ગામમાં સાસરૂં ને ગામમાં પિયરીયું રે લોલ,
કે'જો ધીડી ! સુખ દુ:ખની વાત જો,
કવળાં સાસરિયામાં જીવવું રે લોલ.—
સુખના વારા તે મારી ! વહી ગયા રે લોલ
દુ:ખનાં ઊગ્યાં છે ઝીણાં ડાભ જો,
કવળાં સાસરિયામાં જીવવું રે લોલ.—
પછવાડે ઊભી નણદી સાંભળે રે લોલ
વહુ કરે છે આપણા ઘરની વાત જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ—
નણદે જઈ સાસુને સંભળાવીયું રે લોલ
વહુ કરે છે આપણા ઘરની વાત જો
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ—
સાસુએ જઈ સસરાને સંભળાવીયું રે લોલ
વહુ કરે છે આપણા ઘરની વાત જો
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ—

સસરે જઈ જેઠને સંભળાવીયું રે લોલ
વહુ કરે છે આપણા ઘરની વાત જો
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ—

જેઠે જઈ પરણ્યાને સંભળાવીયું રે લોલ
વહુ કરે છે આપણા ઘરની વાત જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ—

પરણ્યે જઈ તેજી ઘોડો છોડીયો રે લોલ
જઈ ઊભાડ્યો ગાંધીડાને હાટ જો
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ—

અધશેરો અમલિયાં તોળાવીયાં રે લોલ
પાશેર તોળાવ્યો સોમલ ખાર જો
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ—

સોનલા વાટકડે સોમલ ઘોળીયાં રે લોલ
પિયો ગોરી ! નીકર હું પી જાઉં જો
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ—

ઘટક દઈને ગોરાંદે પી ગયાં રે લોલ
ઘરચોળાની તાંસી એણે સોડ જો
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ—

આટકાટનાં લાકડાં મગાવીયાં રે લોલ
ખોપરી હાંડીમાં લીધી આગ જો
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ—

પેલો વિસામો ઘરને ઊંબરે રે લોલ
બીજો વિસામો ઝાંપા બા'ર જો
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ—

ત્રીજો વિસામો ગામને ગોંદરે રે લોલ
ચોથો વિસામો સમશાન જો
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ—

સોનલા સરખી વહુની ચે' બળે રે લોલ
રૂપલા વરણો વહુનો ધૂંસ જો
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ—

બાળી ઝાળીને જીવડો ઘેરે આવ્યો રે લોલ,
હવે માડી ! મંદિરીયે મોકળાણ જો,
સૌનો ઓશિયાળો હવે હું રીયો રે લોલ—

## નાટકની કલા

એના ઘડતરને એક અણિશુદ્ધ સંપૂર્ણતા છે. એમાં નાટકની કલા રમણ કરે છે. પ્રવેશો પછી પ્રવેશો ઊઘડતા આવે છે. એક જ ગામમાં પિયર અને સાસરીયાવાળી વહુ : માવતર જાય છે. મા સુખદુઃખની વાત પૂછે છે. દીકરી અંતર ખોલી દુઃખ કહે છે. પછવાડે ઊભેલી જાસૂસ નણંદ સાંભળે છે. ઘેર જઈ એ સાસુને કહે છે. સાસુ સસરાને, સસરો જેઠને, ને જેઠ નાના ભાઈને કહે છે. 'વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં' : આપણા અડીખમ આબરૂદાર ઘરને તારી વહુએ વગોવ્યું. પરણ્યો ચૂપચાપ તાબડતોબ અફીણ લાવે છે, ઘૂંટીને તૈયાર કરે છે, પત્નીને કહે છે, કાં તું પી, કાં હું : બેઉથી સાથે આ 'મોટા ઘર'માં નહિ જીવી શકાય. પત્ની એકશ્વાસે એકઘૂંટડે ઉતારી જાય છે. સોડચ તાણીને સદાને માટે સૂઈ જાય છે. એના મોતની તુચ્છતા સૂચવતી કંગાલ શબ-યાત્રા કાઢવામાં આવે છે. બાળીને ઘેર આવ્યા પછી પતિ પોતાની માતા બહેનને જે શબ્દો કહે છે, તેમાંથી આપણને સ્પષ્ટ થાય છે કે એ પણ કેટલી વેદનામાં દગ્ધ બન્યો છે.

## ગીતકથાનાં લક્ષણો

એકાએક ઘટના-પ્રવાહમાં જ આપણને ઘસડી જનારા, અને આસપાસની પ્રકૃતિ કે વાતાવરણનું બયાન આપ્યા વિના પ્રસંગ પછી પ્રસંગોની જ પરસ્પરાની પાર નીકળનારા આ કથાગીતની વેગીલી નિરૂપણ-શૈલી હરએક ગીતકથામાં પડેલી છે. વેગ, પ્રબલ ઝંઝા-વેગ : અને ઘટનાના નિરૂપણ-પૂર પછીથી આછરતો જીવન-ધ્વનિ : એ 'બેલડ'નાં લક્ષણો છે, ગીતકથામાં વિચાર ધ્વનિરૂપે જ રહેલો છે. ગીતકથા ટૂંકી વાર્તાનાં તેમજ મહાકાવ્યનાં, બેઉનાં લક્ષણોનો મેળ સાધનારી છે.

ઉપર કહેલાં બે ગીતોની વચ્ચેના ગાળામાં જે બહુવિધ સંસારદર્શી ગીતો છે તેને લંબાણભયે વેગળાં રાખી, વીરત્વનો પ્રસંગ આલેખતા એક ગરબા પર આવું છું.

## સોનલની ગીતકથા [ રઢિયાળી રાત ભા. ૧ ]

સોનલ રમતી રે
ગઢડાને ગોખે જો
ગઢડાને ગોખે જો
રમતાં ઝલાણી સોનલ ગરાસણી

ભંગુરતા, વિરહની વેદનાને ડૂબવતી દારૂની પ્યાલીઓ, દારૂને કાજે ઓરતોનાં છેલ્લામાં છેલ્લાં વસ્ત્રાલંકારનાં વેચાણ, દૂર દેશાવરના દરિયા ખેડતા ધણીઓના ઉચાટ ને અજંપા, સાચેસાચ જીવાતા જીવનની બારીક તસ્વીર ઝીલતાં ગીતો ગાયાં—

## દુઃખનો ચિતાર [ 'સોરઠને તીરે તીરે' ]

જોબનિયાં મારાં મલબારી પંથમાં ચાલ્યાં
જોબનિયાં કાલ આવતાં રેશે
જોબનિયાં તમે દારૂ પીને ગાંડાં થીયાં—જોબનિયાં કાલ૦
જોબનિયાં તમે શીશે ગલાસે લાણું કરિયું—જોબનિયાં કાલ૦
જોબનિયાં મારાં નાકુંની નથડી મેલી—જોબનિયાં કાલ૦
જોબનિયાંને મુંબીનાં પંથ લાગ્યા દોયલા—જોબનિયાં કાલ૦
જોબનિયાં મારાં મુંબીની ગોદીયુંમાં માલે—જોબનિયાં કાલ૦
જોબનિયું મારૂં જ જથ્થેલું પીઠે હાલ્યું—જોબનિયાં કાલ૦
જોબનિયાં મારાં, ધાસલેટનો દારૂ નથી સારો—જોબનિયાં કાલ૦
જોબનિયાં મારાં ધાસલેટે ખોટાં પડી જાયેં—જોબનિયાં કાલ૦
જોબનિયાંને પેટુંમાં અગની ઉઠે—જોબનિયાં કાલ૦
જોબનિયાં મારાં વસિલાં ગોરસ પીશે—જોબનિયાં કાલ૦

તેઓના જીવનની આરસી: તેઓનો દુઃખભુલાવણ દારૂ: તેઓની શબ્દો ન શોધી શકતી માયામમતા: ને જીવનનો અંજામ:

## રૂખમાઇ અને ફિરંગી [ 'સોરઠને તીરે તીરે' ]

પણ એથીયે જૂનું કથાગીત જડયું, ફિરંગીઓએ સોરઠનો કાંઠો કબજે લીધો હતો તે કાળની કારમી કથા કહેતું—

તું તો મંબી હાલ્યો, હું તો મલબાર હાલ્યો
નાણાની રે ખોટયે, ખરચીની રે ખોટયે
અધવચમાં મેલ્યાં, અધવચમાં મેલ્યાં
કોઇ તડનાં નથી, ઘરબારનાં નથી.
કાકાના રે કારે, મામાના રે મુરે
દુઃખડલાં રે દેવે, દુઃખડલાં રે દેવે
જાંગલો રે આવ્યો, ટોપીવાળો આવ્યો,
પીથલપરને પાધર, કેરાળાને પાધર

તંબુડા રે તાણ્યા, તંબુડા રે તાણ્યા
પીથલપરને પાધર, કેશળાને પાધર

રખમાઇ પાણી હાલી, રખમાઇ પાણી હાલી
ઝીલણિયે રે તળાવ, ઝીલણિયે રે તળાવ

વાંસે જાંગલો હાલ્યો, વાંસે જાંગલો હાલ્યો
રખમાઇને લેવા, રખમાઇને લેવા

ફેરા ફરવા દેને, જવ તલ હોમવા દેને
પેછે તમારાં છૈયેં, પેછે તમારાં છૈયેં

વંટોળો રે આવ્યો, વંટોળો રે આવ્યો
ચુંદડલી રે ઊડી, પાંભડલી રે ઊડી

ચુંદડલી રે ઊડી, પાંભડલી રે ઊડી
ટોપીઆને ઘેરે પોઢી, જાંગલાને ઘેરે પોઢી

## ગીતકથાઓની અશિષ્ઠતા

નાણાંની તંગીને લઇ જુવાન ખારવો પરદેશ ચાલ્યો, ઓરત રૂખમાઇને એના પિત્રાઇઓએ દુઃખ દીધું. ગામને પાદર ગોરા ફિરંગીના પડાવ થયા. રૂખમાઇને જળાશયને કાંઠે ગોરાએ ભોળવી. નાવિક–કન્યાની કોકલૂદી કામ ન આવી. એ લોભાઇ ગઈ. એ ગીત કાંઠાળી પ્રજાના જીવન–સંસાર પર જૂના ઇતિહાસ પર પ્રકાશ પાડે છે. એ ગીતની સમાપ્તિ પર કરુણતાના પરદા પડ્યા છે. શ્રૃંગારની એ ભ્રષ્ટતાને “ ચુંદડલી રે ઊડી પાંભડલી રે ઊડી ”નું ઢાંકણ છે. આ ગીતમાં અસભ્યતા કે જુગુપ્સા જોનારની દૃષ્ટિ જૂઠા કોણ પરથી જોવે છે. લોકસાહિત્ય પોતાનાં બાળકોને નાગાંપૂગાં નહવરાવનાર માતા જેવું છે એ કાકાશ્રી. કાલેલકરે સાચું કહ્યું છે. ટેમ્સ નદીના કંઠાળી ગીતો વીણનાર અંગ્રેજ આલ્ફ્રેડ વીલીઅમ્સના સૂર સાથે હું પણ સૂર પુરાવું છું કે—

“ આ ગીતો સંઘરવા બદલ હું વાચકોની માફી નથી માગતો. એ અસભ્ય હશે, પણ દુષ્ટ નથી. એ અનીતિને ઉત્તેજવા કે સૂચિત કરવા અર્થે નહિ, પણ મર્મપ્રહારો કરવા માટે છે. આજે આપણે એને અસભ્ય કહીએ છીએ. પણ સરલ અને અણુવંઠેલાં ગ્રામ્યજનોને એ અસ્થાને નહોતાં લાગતાં. શરમ અને લજ્જાની તેમની સમજ આપણા જેવી નહોતી. આપણી સરખામણીએ એ લોકો નિર્દોષ હતાં. એ ગીતો બીજી રીતે કહું તો નીતિપૂર્વકનાં અનીતિ–આલેખક હતાં. આપણા આજકાલના જલસાઓમાં ગવાતાં કેટલાંક ગીતની પેઠે એ ગ્રામ્યગીતો શબ્દ–ચાલાકીથી દુષ્ટ સૂચન કરનાર નફ્ફટ દંભી ગીતો તો નહોતાં જ. ”

ખારવાનાં ગીતોને એનું પોતાનું નિરાળું જ વાતાવરણ છે. એ ગીતોનો જીવન-પ્રદેશ પહોળો નથી. કેમકે એ માનવી-સમાજનો જીવન-પ્રદેશ જ સંકીર્ણ છે. એમાં ઘાસલેટીઆ દારૂની દુર્ગંધ છે, પ્રેમનો વિશ્વાસઘાત છે, પલાયનો છે, વિલાસ છે, વેદના છે, પણ રાસડા ગરબા ગીતોની દુનિયાના સૂક્ષ્મ તેમજ સ્થૂલ, સુરુચિકર આમોદ પ્રમોદ અને ઊર્મિ-માંગલ્ય તેમાં નથી ને આખરે તો વાતાવરણ જ લોકગીતકથાઓનું એક જોરાવર લક્ષણ છે. હું તો ફક્ત જેની કિનારના એક તારને જ સ્પર્શી શકયો છું, તે સારી ય સાગરપટ્ટી પર ગીતો ગોતવા જવાનો-અનેક અભ્યાસરસિકોને માટે અવકાશ છે.

## દુહાબદ્ધ વાર્તાઓ

આંહીં સુધી આપણે નિરખેલો એક જ પ્રકારનો કથા-ઘાટ દુહાબદ્ધ ગીતકથાઓમાં જુદો પડી જાય છે. રાણકદેવીની કથા, હલામણ-સોનની કથા, મેહ-ઊજળીની કથા, ખીમરા-લોડણની કથા, દેવરા-ઢોલરાની ને ઓઢા-હોથલની કથા, શેણી-વીજાણંદ અને સુહિણી-મેહારની કથા, એવી પચાસેક સંશોધિત નાની મોટી કથાઓમાં ગદ્ય-પદ્ય બેઉની ગંગા-જમની ગૂંથણી છે. એની અક્કેક કડી એટલે અલાયદો તેમજ સાંકળેલો દુહો. દુહો એની તમામ ઘટનાઓને કાવ્યબદ્ધ નથી કરતો. પાંચ, પચીસ, ચાલીસ કે સાઠેક દુહાઓ એના સ્થંભો બની રહે છે. એના માથે માળણ રૂપ પથરાતી વાર્તાને ભોંય કંઠસ્થ ગદ્યની છે.

વાર્તાનો ઉઘાડ નિરખો—[ સોરઠી ગીતકથાઓ ]

અમરા કાજાની ઊજળી
ભાણુ જેઠવાનો મેહ
જેદુનાં સૂતેલ સાથરે
તેદુનો બાંધલ નેહ

અથવા—

વીજાણંદ આડો વીંઝણો
શેણી આડી ભીંત
પરદેથી વાતું કરે
બા ળ પ ણ ની પ્રી ત

'બેલડ'નું એ અકલુષિત આરંભ-સ્વરૂપ : મૂળકથા યાદ હોય, તો જ દુહાના સંકલના બાંધી શકાય. પહેલો દુહો હાથ આવે, પણ એ દુહો જેનો સ્થંભ છે, તે ઘટના તો ઉત્તરોત્તર કંઠસ્થ ગદ્યમાં જ ચાલી આવે.

"જેહનાં સૂતેલ સાથરે તેહની બાંધલ પ્રીત :" કયે દિવસે મેહ ને ઊજળી એક સાથરે સૂતાં હતાં ? પૂછો એ ગીતકથાને. જવાબ નહિ જડે. એ પત્તો તો ચાલતી આવેલી કથા જ આપશે. સાથરે સૂતાં'તાં તે દિ, જે દિ વર્ષાભરપૂર અંધારી આષાઢ-રાતે, ઝરતીમાં ઠુંઠવાઈને લાકડું થઈ ગએલા જુવાન ઘોડેસવાર મેહઉને માનવ-દેહની ગરમી વગર જીવાડવાની કશાની તાકાત નહોતી, ને ચારણ-કન્યા ઊજળીએ એ ગરમી પૂરી પાડી હતી.

પછી તો પ્રેમોર્મિના ઉદ્ગાર ઠાલવતા દુહાઓ–

ફરતાં આવેલ ફૂલ
  માલમી કોઈ મળ્યો નહિ
ગાખ શું જાણે મૂલ
  ભમર પાખે ભાણુના !

ઠાગે રે'તી ઠેઠ
  આથે કાંઈ ઓરે જ ને
આવ્યું બરડે એટ
  પાંજર હાણે પાણીયે

ઓ મેહ, હું ઊજળી ચારણી ઘણે દૂર ઠાંગા ડુંગરાઓમાં રહેતી. બરડાની ભોમમાં તો અંજળપાણી-પ્રારબ્ધ લઈ આવ્યું આ દેહ-પીંજરને: એટલી ભાળ મળી. ઊજળી ક્યાં રહેતી, ને ક્યાં આવી. પછી ઊજળીના પ્રેમોદ્ગાર: વિરહ-તલસાટ: બાર બાર મહિના સુધી મેહની વાટ જોયાની કાવ્યઝંખના :

પણ મેહ ઊજળી પાસે આવતો કેમ અટકી ગયો, એ દુહા નથી કહેતા. ચાલતી કહેણી કહે છે. રજપૂત રાજકુંવરને ચારણ-કન્યા સાથે ... મના થઈ છે.

પછી દુહા આપણને ક્યાં લઈ જાય છે ?

મેની મેડી હેઠ
  ઊજળી અરદાસું કરે
મોઢું દેખાડ મેહ
  અમે ભોઠાં પડીયેં ભાણુના

ઊજળી જેઠવાઓના ઘુમલી નગરમાં, મેહકુમારની મેડી નીચે ઊભી રહીને કાકલુદીઓ કરે છે: 'લોકો મને લજવી રહેલ છે ઓ મેહ, મોઢું તો દેખાડ.'

ઊજળીના તે પછીના ઉદ્‌ગારો ઝીલતા દુહા કંઈક એવું સૂચવે છે કે એ ક્યારની સગર્ભા થઇ છે.

નળીયું હતીયું નકોર
તે દિ બોલાવતો બરડા ધણી
(હવે) જાંગે ભાંગ્યાં જોર
તે દિ જાતાં કીધાં જેઠવા

જાંઘોનાં જોર ભાગી ગયાં છે, એમાં એ ગુપ્ત કરુણતાનો ઇસારો છે. 'નળીયું હતીયું નકોર'—મારી જંઘાઓ, મારા પગ, તારા ઉપભોગને માટે નિરોગી હતા—જુગુપ્સા પામો છો ? ફરી યાદ દઉં છું ? " They—these ballads —are morally immoral. " આટલું કહ્યા વગર સાચો ઉત્પાત વ્યક્ત થઇ શકતો નથી.

અણશમ્યાં અને અસહ્ય એ આક્રંદોથી પીગળેલો, કે પછી લપને પતાવવા માગતો મેહકુમાર ડોકું કાઢીને કહે છેઃ ચારણ—રજપૂતનાં પરણેતર નિષિદ્ધ છે. ચાલી જા. એટલું દુહો કહે છે. ભગ્નહૃદયા ઊજળીનાં તે પછીનાં હૈયાફાટ આક્રંદો અને બળબળતા શાપ પણ દુહાઓએ સાચવ્યા છે. ઊજળીની કાળવાણીનો આખરી અંજામ, મેહને અંગેઅંગે ગળત કોઢરૂપે ફળેલો શાપ—દુહા તેનો પતો નથી દેતા. ઊજળી પાછી આવીને મેહના શબ સાથે ચિતામાં ચડે છે, તે પણ દુહાની બહાર બોલાતી ઘટના છે.

## દુહાઓનું વ્યક્તિત્વ

મેહ—ઊજળીના મુકાબલે વધુ પ્રમાણમાં ઘટનાબદ્ધ દુહાઓ શેણી—વીજાણંદના છે. વધુ ઓછા પ્રમાણમાં કથાને આધાર—સ્થંભ બનતા સોરઠાઓની આ સાંકળી અકેક ગીતકથાનો આકાર ધરીને ઊભી છે. તમે શાકુંતલના રસિક હો તો મેહ—ઊજળીનો રસાસ્વાદ માણી શકશો. શિરીં—ફરહાદનો કે ગ્રીક વીણા-ધારી ઓરફીઅસનો કિસ્સો જેને કલેજે હશે તેમને શેણી—વીજાણંદની ગીતકથા માટે દિલનો ખૂણો ખાલી કરી આપવો પડશે. નારી—વીરત્વે નીતરતી હોથલની લગ્નકથા ગઈ કાલના કિસ્સા શી તાજી છે. સુહિણી—મેહાર તો પંજાબ, સિંધ, કચ્છ અને સૌરાષ્ટ્રનો ઐક્ય—તાંતણો છે. એનાં રોમાંચ અનુભવતાં લાખો હૈયાં નિરક્ષર છતાં જ્ઞાની છે. લૌકિક અને લોકોત્તર વચ્ચેના ભેદ લોપનારી એ કથાઓ છે. એના સોરઠા છૂટાછવાયા પણ કાવ્યનાં સ્વતંત્ર અને શાનદાર, વેધેલાં તેમજ પાસાદાર મૌક્તિકો છે. સ્રીકંઠના લોકગીતમાંથી કડીઓ તોડવી શકય નથી,

ત્યારે આ ગીતકથાઓના સોરઠા તો સ્વયંમેવ સુભાષિતો છે, સૂત્રો છે, ઊર્મિકાવ્યો છે. એનામાં એનું વ્યક્તિત્વ ઝળકે છે.

## કાવ્યયુદ્ધના મોરચા

લોકમેળાના રસિક યાત્રિકો, સામસામા કાંવ્ય–મોરચા માંડી રંગબેરંગી ફુલકાંવાળી છડીઓ હીલોળતા હીલોળતા એ મૌક્તિકોની સામસામી કાવ્ય–કટારો નાખે છે. એ સોરઠાના અવિરત ચાર આઠ પહોરના સમશેર–દાવ ખેલનારા ગામડિયાઓને કંઠેથી પછીથી તો આપજોડિયા દુહા ફૂટે છે.

## એ કથાઓ શું શું કહે છે ?

એ કથાઓ કહે છે–ભય સામે ઝઝૂમતા વીરત્વની, યુદ્ધમાં પ્રગટતા પરાક્રમની, પ્રણયમાં બતાવાતી બેવફાઈની, વીરો સામે રચાતાં તર્કટોની, વતનના અદમ્ય પ્રેમની વાતો–જે પ્રેમે રસમસ્ત દંપતિ–સ્નેહમાં પણ અસંતોષ અનુભવ્યો : ઉદ્ટેલો હૈયું ઓઢા જામનું. કચ્છનો દેશનિકાલ જોદ્ધોઃ હોથલ શી પદમણી સાથે કનરા ડુંગરની હરિયાળી કંદરાઓમાં હૈયા–હીંચોળઃ ખોળે ખેલતા બબે કુંવરિયાઃ તોય ઓઢાએ ' આષાઢસ્ય પ્રથમ દિવસે ' જ્યારે નિહાળ્યું કે, [ સૌરાષ્ટ્રની રસધાર ભા. ૪ ]

ઉત્તર શેડ્યું કઢિયું
  ડુંગર ડમ્મરિયા
હૈડો તલ્પે મચ્છ જી
  સજણ સંભરિયા

ઓતરાદી વાદળીઓએ દોરિયા મૂકચા, ડુંગરા પર મેઘાડંબર મચ્યો, ને કચ્છવાસી ઓઢાનું કલેજું માછલા સમ તરફડી ઊઠયું.

## વતનનો પ્રેમ

ઓઢાને સ્વજનો સાંભર્યા, વતન યાદ આવ્યું, કયું વતન ? રણસળગતો કચ્છ ! કુમારો પાસે આવ્યા, આઘા ધકેલ્યા; હોથલે આવી ગળે બાથ નાખી, કહો ઓઢા–

છીપર ભીંજાણી છક હુવો
  ત્રંબક હુઈ વ્યાં નેણ
આ મથી ઉત્તમ ગોરિયાં
  પરી તોજે ચિત્ત શેણ ?

આટલું બધું રુદન ! શિલા ભીંજાઇ ગઇ ! આટલી ત્રાંબાવરણી લાલ આંખો ? શું મારાથી યે અદિયાતી કોઈ ગોરી તારે હૈયે ચડી, ઓ સ્વજન ?

ઓઢો જવાબ આપે છે—

કનડે મોતી નીપજે કચ્છમેં થિયેતા મઠ,
હોથલ જેડી પદમણી કચ્છમેં નેણે ન દઠ.
બેરી બુરી ને બાવરી, ફુલ કંઢા ને કખ;
હોથલ હલો કચ્છડે; જીતે માડુ સવાયા લખ

આ સોરઠ તો મોતીના ફાલ આપતી ભૂમિ, ને મારો કચ્છ ભૂંડા મઠ પકવતો: આંહીં હોથલ પાકે, ત્યાં તો કોઈ પદમણી નજરે ય નથી પડતી. કચ્છમાં તો બેર, બાવળ ને બોરડીનાં ભૂંડાં કાંટાળાં ઝાડ, આંહી બાગબગીચા: પણ ઓ હોથલ, હાલો કચ્છ, કેમકે ત્યાં સવા લાખના મરદો નીપજે છે—

ભલ ઘોડા કાઠી ભલા, પેની ઢક પેરવેશ
રાજા જાડુ વંસરા, ડોલર અમણો દેશ

ડોલરિયો અમારો દેશ: જેનું પાણી પીધે—

વંકા કુંવર વિકટ ભડ, વંકા વાછડીયે વચ્છ,
વંકા કુંવર ન થિયે પાણી પીએ જો કચ્છ.

જેનું પાણી પીધે વાછડા બંકા બને, તેનું પાણી પાઇએ આપણા બેટાઓને, તો બેટા સુભટો બને. માટે ચાલો વતનમાં. મને પોતાને જ્યાંથી કાઢી મૂક્યો છે તે જ ધરતી પરે.

સમાન સૂરો પરભોમના લોકગીતોમાંથી પણ સંભળાય છે સ્કૉટના ' વેવરલી ' માં જુઓ—

My heart's in the Highlands my heart is not here
My heart's in the Highlands a-chasing the deer
A-chasing the wild deer and following the roe
My heart's in the Highlands wherever I go.
There's not in the Highlands but syboes & leeks
And lang-leggit Callants gawn wanting the breeks
Wanting the breeks and without hose & shoose

આવું તત્ત્વ સ્ત્રીઓની ગરબા-કથાઓમાં ઓછું સાંપડશે. કેમકે એમાં પડેલા ઊર્મિઓના પ્રત્યાઘાતો પરિમિત છે.

## દુહા-કથાઓમાં હાસ્ય નથી

દુહાબદ્ધ ગીતકથાઓમાં આમોદ નથી. હાસ્ય, કટાક્ષ ઓછામાં ઓછા છે. જીવનની વેદનામય બાજુ વધારે છે. પણ એ વેદનાના અંતસ્તલમાં જીવન-વિચારની તીવ્રતા તેમજ ગંભીરતા વિલસે છે. એટલે એ સાહિત્યોચ્ચારણ પ્રબલ વિચારવ્યથિત લોક-પ્રાણનું છે, વેવલાં ને રોતલ માનવીઓ આ સાહિત્ય સરજાવી શકે નહિ. 'Tragic alone is true in Life' એમ માનનારો એ વર્ગ હશે ? આપણને ખબર નથી. પણ એમાં સ્થાપિત જીવન-પ્રણાલિની સામે તુમુલ બંડની આહ પ્રજ્વલે છે.

## જીવનનું વિવેચન

એ જો કેવળ વાસ્તવિક તત્કાલીન જીવનનું ઐતિહાસિક નિરૂપણ હોત તો તેને આપણે 'ballad' ન કહેત. કવિતાનો એ માર્મિક પ્રકાર ન ગણાત. કવિતા એ છે કે જે જીવનની વિવેચના કરે છે. Poetry is the criticism of Life. ને આ દુહાબદ્ધ ગીતકથાઓ જીવન-વિવેચનની ચેતનપ્રધાન ભૂમિકાને અડકવા જેટલી આગળ ગતિ કરી ગઈ છે. એનો પ્રધાન સ્વર પ્રબલ મનોર્મિ, પ્રબલ આઘાત, પ્રબલ મંથન, પ્રબલ હતાશા, અને સ્વીકૃત સ્થિતિના પ્રબલ સામનાનો છેઃ ચાહે પ્રેમમાં, ચાહે દાંપત્યમાં, ચાહે મૈત્રીમાં કે ચાહે શત્રુતામાં. ને પુરુષોએ રચેલી હોવાનું અનુમાન નોતરતી આ કથાઓમાં નારીનું નારીત્વ નરના વ્યક્તિત્વ કરતાં વધુ તેજોમય છે, તેનું કારણ પણ મને તો એ જ લાગે છે કે બંધનગ્રસ્ત નારી-જીવનમાં મચતી બંડખોરી જીવન-મંથનની ઉગ્રમાં ઉગ્ર દશા દાખવી શકે છે.

## ભટકતા લોકકવિઓ

આ કથા-પ્રકારમાંથી આપણને રાવણહથ્થા બજાવનાર ભરથરીનાથોની ભટકતી શાયરીમાં સરી જવું સહેલ બને છે. સમાજમાં બનતી મહાકાય ઘટનાઓને જ આ લોકોનું કવિત્વ સ્પર્શી શકતું. સૂક્ષ્મ મનોભાવો કે રહસ્યમય ઊર્મિ-તંત્રના વાહક બનવાની એનામાં શક્તિ નહોતી. દાખલા તરીકે 'મોટાં ખોરડાં' એ ન રચી શકે. એ તો—

> કાસમ તારી વીજળી રે
> મધ દરિયે વેરણ થઈ [રઢિયાળી રાત ભા. ૨]

જસો તો એ પરગણાની પુનઃપ્રાપ્તિ માટે લડતો મથતો મરી ગયો. પાછળથી એનાં સંતોનોનો પક્ષ લઈ અભા કામદારે ભાવનગર દરબાર સાથે ઘણી વિષ્ટિઓ કરી. એ ન ફાવ્યો. આખરે એ મરણિયો બનીને ઠાકોર આતાભાઈને ઠાર મારવા ભાવનગરના રાજમહેલ પર પહોંચે છે. ઠાકોર પોતાના નાના કુમારના શિર પર હાથ મૂકીને કહે છે કે હું નથી જાણતો, બધી વાત મારો કામદાર હીરજી મહેતો જાણે છે. અભો સીધો હીરજી કામદારને ઘેર પહોંચી સૂતેલા શત્રુની છાતી પર ચઢી બેસે છે. એનું આ ચારણી કથાગીત ઓછામાં ઓછી પ્રશસ્તિ ને વધુમાં વધુ હકીકતોના સંમિશ્રણનો નમૂનો છે—[ સૌરાષ્ટ્રની રસધાર ભા. ૩ ]

૧

વાગી હાક બપોરા વખતે
લોપી વેણ વાસતે લાજ
ઉઠી ચડે કઠોડે અભલો
અભલો મણા ન રાખે આજ.

૨

જાગી મહેતે હાથ જોડિયા
ફજડી દાઝયે મુંય મ દાખ્ય
લેણું ભર્યાં દંડ દિયું લાખાં,
રૂડા શેઠ ! મું જીવતો રાખ્ય.

૩

કહે સોરઠીયો, વગવાં કરી લે,
મેલું તો લાગે ખોટ્ય મને,
મુંઝવણ મને આજ મવાની
કરશું હિસાબ જસા કને.

૪

અભલે તાતી ખાગ આછટી
થરહર ભાવાનગર થિયો
હેડી આતા તણી હીરજી
કટકા મેડી માંય કિયો.

૫

ધજવડ ભાંગી તોય ધડુકિયો
કલીઆં તણો ખભો ને કાન,
એહ સમે એક વિપ્ર આવિયો
દીધું શીષ વીપ્રને દાન.

૬

ઝૂડો, લાખો, પેથો, અમરો,
રાઘા જોડા મુવા રઘુ,
આઠ ગણી ખત્રવટ એનાથી
વણિક તણો દેહ એમ વધુ

ઉપલા કથાગીતમાં મેં કથેલા બધા પ્રસંગો નથી. ફક્ત હીરજી કામદારની હત્યાની ઘટના છે. વણિકને ચારણ વખાણે છે. એલો સોરઠીઓ કાંઈ દાતાર નહોતો. પ્રશસ્તિકારને પુરસ્કાર આપવા જીવતો પણ ન રહ્યો. છતાં કથાગાયક ચારણે તેને ક્ષત્રિયોથી ય ચડિયાતે સ્થાને સ્થાપ્યો.

## જીવન પરનું ચારણી-વિવેચન

ચારણી ગીતકથાનો આ વધુમાં વધુ વિશુદ્ધ નમૂનો આપ્યો છે. જીવન પરના Criticism નો એ નમૂનો છે. અને એ પછી એક દુહો છે. અભાના શબને ઠાકોર આતાભાઈએ ભાવનગરની ભરબજારે કૂતરાના હવાલે ઘસડાવ્યું. એને ઘસડાતો પોતે મહેલ પર ઊભા ઊભા જોતા હતા. ત્યારે નીચે ઊભેલા એક મોડજી ચારણે દુહો કહ્યો :

મુવા ને માર્યા તણો
ધોખો કાંઉ ધરે !
મેતાને મોર્ય કરે
હાલ્યો સોરઠીઓ અભો !

આ એક જ દોહો ballad બની જાય છે. ઓ ઠાકોર આતાભાઈ ! આ મૂવા માર્યાનો આટલો બધો કચવાટ મનમાં શું ધરે છે ? તું ચાહે તેવી કટુતા કર, એના શબનું અપમાન કર, પણ એ મૂવો તો છે પ્રથમ મહેતા હીરજીને પોતાની મોખરે મોકલીને ને ! ”

આંહી પણ–( 1 ) Treachery these ballad-makers detested. ( 2 ) They put above all death in its proper place.

## ચારે પ્રકારોનો મુકાબલો

સ્ત્રીઓનાં રાસ–ગીતો, ચારણોનાં પ્રાચીન જીવન--ગીતો, પ્રબંધ કથા-ઓની ધાટીએ રચાએલી દુહાકથાઓ, ભટકતા ભરથરીનાથ બાવાનાં ગીતો, ને

ચારણનાં શબ્દાડમ્બરી પ્રશસ્તિ-ગીતો: તેમાં કથાનાં જૂજવાં સ્વરૂપો જોઇ ગયા. સૌથી વધુ મર્મગ્રાહી કાવ્ય સ્ત્રીઓના ગરબામાં છે, સૌથી વધુ ઊર્મિપ્રાબલ્ય દુહાકથાઓનું છે, જીવન-ચિત્ર ખારવા-ગીતોનું છે, સાંકડી વિચારસૃષ્ટિ ચારણી કથાગીતોની છે. પણ દોહાબદ્ધ કથાઓને પણ ચારણોની જનમનોરંજક રચનાઓ માનવાનું કારણ છે. રાજપ્રશસ્તિકાર ચારણ લોકકવિ પણ હતો, લોકોની અંદર પેસી જનમનોરંજન કરનારી કૃતિઓ જોડી જોડી ગાતો. આ વિધાન સ્વીકારવાની સાથે જ આપણને ચારણની કાવ્યસૃષ્ટિ સુવિશાલ બની જતી લાગે છે.

છતાં એ ચારણ વાર્તાગાયકની સૃષ્ટિમાં કદિ નથી નીપજ્યાં તેવાં હળવાં આમોદ-ગીતો સ્ત્રીને હાથેથી સહજ સાંપડ્યાં છે. શરૂમાં રીસાએલી વહુને મનાવવા જનારાં આત્મજનોનું એક ફળી-ગીત આપેલું. હવે એનાં જૂજવાં સ્વરૂપો જુઓ:

સુલે સુલે ગુલાબની વાડી ગુલાબે રમતાં'તાં
(અથવા) રાતું રાતું ગુલાબનું ફુલ ગુલાબમાં રમતી'તી
મારો સસરો આણે આવ્યા ગુલાબમાં રમતી'તી
ઇ તો હડકાયો કૂતરો લાવ્યા ગુલાબમાં રમતી'તી
મારા સસરા ભેગી નૈ જાઉં ગુલાબમાં રમતી'તી

* * * *

મારો પરણ્યોજી આણે આવ્યા ગુલાબમાં રમતી'તી
ઇ તો ફુલની છાબડી લાવ્યા ગુલાબમાં રમતી'તી
મારા પરણ્યા જોડે ચાલી ગુલાબમાં રમતી'તી

પરણ્યો ચડિયાતી વસ્તુ લાવે છે માટે જ શું જોડે જવાની મતલબી હોંશ છે? નહિ, જુઓ બીજું ગીત. એમાં ક્રમ ઊલટો જ છે, સસરો ગાડું લાવે છે, પછી જેઠ, દેર, એથી ઊતરતી ઊતરતી પંક્તિનું વાહન લાવે છે ને છેલ્લે

મારો પરણ્યો આણે આવ્યા
એ તો ધીંહરે બેસી આવ્યા
હું તો ધીંહરે બેસી જૈશ ગુલાબમાં રમતી'તી

એ આમોદ વિશુદ્ધ છે, પતિની જોડે કષ્ટબોધ સાહચર્ય ખેડવાનો રસ એની અંતરાલે રમે છે. સ્ત્રીગીતની જ એ નિરાળી શક્યતા છે. અત્યારની આ ઉપલબ્ધ ગીતકથાઓ કરતાં વિલુપ્ત થયેલી ગીતકથાઓની સંખ્યા મોટી હશે અને ઘણીય હજુ પ્રાપ્ય હોવા છતાં સંગ્રહકર્તાઓનો સ્પર્શ પામી નહિ હોય: એવું

સંશોધન ને સંપાદન કેટલાપૂરતું ખપનું ? માત્ર ગયા યુગનું જીવનરહસ્ય સમજવાની ઇતિહાસદૃષ્ટિ પૂરતું ? નહિ, તેથી વિશેષ એનો ઉપયોગ છે. એ એકલું સંગ્રહસ્થાનને લાયક Mummy–નિષ્પ્રાણ પ્રાચીનતાનું શબ હોત, માત્ર અવશેષ હોત, તો તેનું સ્થાન આલમારીઓ ને અભરાઇઓ પર જ હોત. એનું સ્થાન અત્યારે વહેતા સાહિત્યપ્રવાહના એક સજીવન ઝરણા જેવું, એક ઘૂઘવતા મહાનદ સમું છે, કારણ કે આજનો નૂતન સાહિત્ય–ઘાટ નિર્માણ કરવામાં ઉપકારક એવું એનું પ્રાણ–તત્ત્વ છે. એ કેવળ ગઈકાલની સામગ્રી નથી. એ શાશ્વત જીવન–ધન છે.

## યુરોપમાં કઈ પ્રેરણા આપી ?

યુરોપમાં તેના લોકગીતકથા સાહિત્યે ભૂતકાળની સામગ્રી મટી જઈ નૂતન ભાવિની રચનામાં પ્રેરણા આપી. એણે ઇંગ્લંડમાં સ્કૉટ, વર્ડ્ઝવર્થ અને બીજાઓ પર નવસર્જનની પ્રેરણા સીંચી. જર્મનીમાં તો ગટેનાં ઊર્મિગીતો એને રંગે રંગાયાં. મહાકાવ્યોની રચનાશક્તિ પર ગીતકથાઓએ સંજીવની છાંટી, કલેવર અને પ્રાણ બેઉ નૂતન બનાવ્યાં. અતિ નિયમબદ્ધ, રૂઢિગ્રસ્ત, ડાહીડમરી, વિવેકી, નિષ્પ્રાણતાની હદ પર પહોંચી ગએલી કવિતામાં એણે ' The wild ' ના સ્વરો પૂર્યા. ને યુરોપે કબૂલ કર્યું " Wild when applied to a primitive race & its poetry, means, livelier, freer. more sensuous, and of greater lyrical power & thought. In fact the wilder the song, the better; for nature made man free, joyous, singing."

## મુક્ત પ્રાણતત્ત્વ

Wild એટલે પ્રાણ ધબકતું, ઉન્મુક્ત, રસભરપૂર, અને પ્રબલ પ્રમત્ત ઊર્મિઉચ્ચારણની શક્તિ ધરાવતું. કવિતામાં સંયમ વધુ પડતો કબજો કરીને નિર્માલ્યતા મૂકે છે. ગાન જેમ વધુ wild, તેમ વધુ સારું. પ્રકૃતિએ માનવીને મુક્ત, હર્ષમત્ત અને ગાતો સરજાવ્યો છે.

The Wildનો હું નમૂનો આપું — લગ્નનાં ગીતોમાંથી મળેલી આ ગીતકથા છે. ( ચુંદડી ભા. ૨ )

ગઈ'તી ગઈ'તી ભરવાને નીર
કેસરીએ વાઘે ને નટવર દીઠડા
જી માણારાજ.

બેડું મેલ્યું સરવરિયાની પાળ,
ઈંઢોણી વળગાડી આંબા ડાળીએ
જી માણારાજ.

દડવડ દીધી મેં તો દોટ
લાજલડી લોપીને લીધાં હરિનાં
મીઠડાં જી માણારાજ.

લજ્જામય પગલે ન ચાલી, દોટ દીધી: લાજડલી લોપી: હરિનાં મીઠડાં લીધાં. એનું નામ 'Wild:' એવી જ લો નાગવાળા—નાગમદેની કથા. ( સોરઠી ગીતકથાઓ. ) એનો એક પ્રસંગ આ છે—

ઘોળ્યાં જાવ રે ઘી
આજુના ઊનારનાં
ધન્ય વારો ધન્ય દિ
નરખ્યો વળા નાગને.

એ કથામાં ઘી વેચવા આવેલી જુવાન ગ્રામકન્યા નાગમદે, વણિકની દુકાને પોતાની તાંબડી—માયલું ઘી, ધાર કરીને છાબડાંમાંના વાસણમાં રેડી રહી છે. રસ્તે એક વીર નીકળે છે. નાગમદેની નજર ત્યાં લાગતાં ઘીની ધાર નિશાન ચૂકે છે. વણિક કટાક્ષ કરે છે: બાઇ, ઠેકાણાસર નજર રાખો, ઘી ઢોળાય છે. ત્યારે નાગમદેના હૃદયનું ' the wild ' પોકારી ઊઠે છે, " ઘોળ્યાં જાવ રે ઘી......."

Wild....એટલે મુક્ત, મસ્ત, ચંચલ, છલંગો મારતું જીવનતત્વ: રણજંગમાં, શ્રૃંગારમાં, ને ભક્તિમાં: આપણી જૂની ગીતકથાઓ, મીરાં, નરસિંહ ને દયારામ પર એ પ્રભાવ પાડી ચૂકી છે. નબળી ફિક્કી ધાર્મિક કવિતામાં કસૂંબલ રંગ મૂકનાર એ કવિઓ લોકગીતોનાં પાણી પીનારાં હતાં. પાશ્ચાત્ય કવિતાનો નર્મદે ભાખ્યો ' જોસ્સો ' લોકગીત વડે રચાયેલી રસલોય પર જેવો શોભે છે તેવો અન્યથા નથી શોભતો. એમાં સ્ફૂર્તિ નથી આવતી. આપણે સ્ફૂર્તિ જોઇએ. લોકગીતોમાં એ આપવાની તાકાત છે. આંહીંના કવિઓ પર એની પરોક્ષ અસર એના અત્યારના પુનરુદ્ધાર પછીથી ઘાટી અને કસુંબલ પડી છે. બાકીની અસર તો લોકગીતોનું પરિપૂર્ણ રસાયન થયા પછી જ પ્રકટ સ્વરૂપે બતાવી શકાશે.

═══

આજે લોકસાહિત્યના સુંદર જલ
છે એ એક આનંદનો વિષય છે.

પ્રસ્તુત વ્યાખ્યાનમાલાનો હેતુ સૌને જા
અહીં કહેવાની જરૂર જણાતી નથી. આપ સૌએ
ઉપરથી, તથા આજની વિરાટ મેદની ઉપરથી હું કહી શકું છુ
જે ઉદાત્ત હેતુથી સાહિત્યકારોની સંભાવના કરવાની યોજના ઘ
પાર પડ્યો છે.

પોતપોતાના સાહિત્યના ક્ષેત્રમાં પ્રસિદ્ધ થયેલા ગ્રંથકારો વડોદરામાં
તેમનો પ્રત્યક્ષ પરિચય જનતાને થાય, તથા તેમનાં લખાણો દ્વારા લોકોને થયેલો
પરિચય વિશેષ દૃઢ થાય તેવા હેતુથી આવાં સંમેલનો બહુ અગત્યનાં છે; અને તેથી જ શ્રીમ
મહારાજા સાહેબે પોતાના પાટનગરમાં આ વ્યાખ્યાનમાલાની યોજના કરી છે.

સાહિત્યકારોના આગમનથી જનતાને મળનાર લાભ ઉપરાંત, ગ્રંથકારોને પણ કંઈક આર્થિક પુરસ્કારરૂપે તેમનું સન્માન થતાં, તેમની સેવાઓની કદર થયાનો સંતોષ તેમને થાય એ સ્વાભાવિક છે. આ પ્રકારે ઉભય પક્ષે ઉપયોગી અને ઉપકારક એવાં આ વર્ષનાં ગુજરાતી ગ્રંથકારોનાં વ્યાખ્યાનોનો કાર્યક્રમ આજે પૂરો થાય છે.

અને તેથી રાજ્યવિદ્યાધિકારી શ્રી. ભાટે સાહેબવતી હું આપ સૌનો આભાર માની કાર્યક્રમ સમાપ્ત થયાનું જાહેર કરું છું.

છેલશંકર મ. હાથી
નાયબ વિદ્યાધિકારી

તા. ૧૮-૩-૩૮



